# અમારી અતિ વહાલી અમૂલ્ય બેટી પૌરૂચિસ્તીને
## પ્રેમભરી દિવ્ય અંજલી

સેવા ભાવે વહો જીવન, તે પામન દમ બદમ કરવા,
ટરે છે ત્યા સદા શાન્તિ, કદમ પર હિતમા ભરવા.
સેવા બને જીવનમા, તો ધન્ય તે કહેવાયે,
ટગવાદ દૂર થાતા, પળેપલ હૃદય માહે

**હૃદયયોગી**

અમારી અમૂલ્ય અતિ વહાલી બેટી પૌરૂચિસ્તી. આ ઉપલી કવિતાની લાઇનો તુને લાગુ પડે છે

માતપિતાની અતિશય બેટી પ્યારી, તુ અમૂલ્ય નેકીનાં કામો કરી સ્વર્ગે સીધારી. વહાલી બેટી પૌરૂચિસ્તી ! તાહરી દરેક દરેક દિશામા અમૂલ્ય સેવા, તાહરી દરેક બાબતમા સુદર કલા જોઇ, તમો વહાલા ભાઇબહેનોની ડહાપણભરેલી એકમેકની સાથે વાતો સમજી માતપિતાના હૈયા ઘણા હરખાતા હતા અને ખોદાતાલાને શિર નમાવી હજારો ઉપકાર માનતા હતા કે આવા નેક ફરજંદોની બખશેશ કરી પણ હવે વહાલી પૌરૂચિસ્તી દીકરી તાહરી ન ખમી શકાય તેવી જુદાઇમા તાહરી માતા ઝારઝાર આસુઓ પાડે છે. તુ તો માહરી દીકરી અતિ હુશીયારીની, ઉમદા ખવાસની, સપૂર્ણ લાયકીની નમાની નમનતાઇની એક ઉપયોગી ઉદ્યમી સેવાભાવી જીદગી ભોગવી પોતાની પાછળ આટલી નાની ઉમરમા જશવત અને કીર્તિવત કારકીર્દી મૂકી ગઇ છે. તાહરી અમૂલ્ય ખોટ ભરૂચ શહેર અને ભરૂચ જીલ્લાને લાગે છે અને લોકો યાદ કરી ધોધમાર આસુઓ પાડે છે તેમા તાહરા માતપિતાના દુખનો પાર નથી. તાહરી દુખી માતાની એક જ તલબ છે કે તુ માહરી વહાલી દીકરીને જલદી પાસામા દાબુ. ફરી અમારી વહાલી નેક ફરેસ્તા દીકરી, તાહરી જુદાઇના ઝુરતા તાહરા માતપિતા અને વહાલા ભાઇબહેનની આસુ ભરેલી અજલી

લિ તાહરા દુખી
**માતા દીનાનાય તથા પિતા ફરદુનજી**

# પ્રસ્તાવના

મરહૂમ ભનીજી પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાલાના અકાળે થયલા મરણથી ફકત તેણીના કુટુંબને જ નહિ પણ બીજા અનેક મિત્રો, ખેરખાહો અને મંડળોને ઉંડી ગમગીની થઇ છે કેટલીક સભામાં તેણીની યાદગીરી જાળવવાના ઠરાવો થયા હતા તે અનુસાર મરહૂમની છબી અનેક જાહેર સંસ્થાના હૉલમાં ખુલ્લી મુકાઈ છે સ્વર્ગસ્થની સેવાની પ્રસંશાના અનેક અનેક લેખો પ્રગટ થયા હતા એ લેખો, જે જુદા જુદા વર્તમાનપત્રોમાં વિખેરાઈ પડેલા, તેનો સંગ્રહ એક નાનકડી કિતાબના આકારમાં જળવાઈ રહે, તો તે વડે બે મતલબ પાર પડે એમ લાગ્યું એક તો મરહૂમના ભલા આત્માને તેમના મિત્રો અને સગા સ્નેહીઓની ભલી દુવા અને લાગણી બહેસ્તમાં પુગાડવાનું સાધન મળે, ને બીજી તો ખાસ મકસદ એ, કે બીનસ્વાર્થી સેવા બજાવવાની ધગશ ધરાવનાર બીજાં અનેક બાનુબહેનોને મરહૂમના દાખલાથી અનુકરણ કરવા યોગ્ય નમૂનો મળે

આ પુસ્તિકા તૈયાર કરવા, છાપવા અને પ્રગટ કરવામાં મુખ્ય મદદ, કિંમતી સલાહ અને ઉપયોગી સૂચનાઓ અમારા કુટુંબીજનોના વડીલ જેવા આપણા માનવંતા દસ્તુરજી સાહેબ ખુરશેદ શા દાબુ તરફથી મળી છે અનેક બહોળી રોકાણો છતા એમણે અમારા આ કામમાં જે સહાયતા આપી છે તે માટે એઓ સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માનવાની રજા લઉં છું, ને બહેસ્તનશીન નેક બેગીની પવિત્ર યાદમાં અમારી તરફથી આ અદના અંજલી અર્પણ કરું છું

દીના જમશેદ ગભી.

# અ નુ ક્ર મ ણિ કા

---

# ૧

## કવખતે કરમાતી કળીઓ

લેખકઃ દસ્તુર ખુરશેદ શા. દાબુ M A F T S

હિન્દુભાઇઓમાં રેવાજ છે કે નવા જન્મતા બાળકનું નામ પાડવાનો હકક ફુઇનો છે. બહેસ્તનશીન ભત્રીજી પૌરૂચિસ્તી ફ. જીનવાલાનું નામ ફુઇએ પાડેલું કે નહીં તે ખબર નથી. પણ તે બેટીની મીઠી યાદ જાળવવા દીનાફુઇએ કાળજી રાખી છે. આ ટૂંક લેખ તેમના આગ્રહથી લખું છું. ભરૂચના પારસીઓ સાથનો મારો સંબંધ ૧૯૨૬થી નિયમિત રીતે ચાલુ હતો. કેટલાં વર્ષો સુધી ખુરદાદ સાલનો દિવસ ભરૂચમા મારા પરમ મિત્ર મરહુમ ભાઈ પીરોજશાહ ન. મહેતાજીને ત્યાં ગુજારતો તે મુલાકાતોના છેલ્લા ભાગમા શેઠ રતનજી જીનવાલાના સખી કુટુબ સાથ સમાગમમા આવ્યો, ને મરહુમ બેટી પૌરૂચિસ્તીના માતાજી દીનામાયને રીતસર થીઓસોફીકલ સોસાયટીમા દાખલ કરવાની ક્રિયા કરવાનું મને માન હતુ. હમેશ એવા માર્ગમા પ્રવેશ કરનાર ઉમેદવારને ચેતવણી અપાય છે કે ખુદાશિનાશીની રાહે હમેશ આકરી કસોટી આવે છે, ને કર્મનો હિસાબ જલદી ચુકવવાની ધગશમાં અનેક ઉમેદવારને સખત નિરાશા ખમવી પડે છે. બહેન

દીનામાયની મોટી મદદ કરી આવી પડી એ મે જોયુ છે એમના અતિ ગરમ સ્વભાવને આ જુવાન મેરીની જુદાઈ અસહ્ય લાગી છે તેમા ખાસ આચકો માબાપને આ બાબદનો લાગ્યો છે કે, મેરી જેવી યકીનદાર શ્રદ્ધાળુ ભક્તો હોવે એમણે એવુ માનેલુ કે પોતાના ચુસ્ત બંદા તરફ ઈશ્વર ખાસ મહેરબાની કે રહેમ બતાવતા હશે! પણ આ મોતે ગુજર પામેલા મેરીના ચાલ્યા જવાથી ગોયા મૂઝવણ ઉભી થઈ કે **ભક્તિનુ ફળ દુઃખમા કેમ અપાય?** મેરી પૌરુચિસ્તીના અનેક સદ્‌ગુણો તેણીના મિત્ર મંડળમા જાણીતા હતા તેમનો મળતાવડો સ્વભાવ ને સદા હસતો ચેહરો અનેકને આનંદથી દીપાવતો 'ચૅસ''ના ટૂંકા નામે ઓળખાઈ, પોતાની આસપાસ સેવાભાવે ગરીબોમા રાહત પાથરવા મરહુમે ઘણુ કીધુ છે પોતે શિક્ષક અને પછી ગરીબના બાળકોના સ્નાનગૃહની વ્યવસ્થા કરે અને ખરે જ Work is Worship ના સૂત્ર મુજબ એ મેરીની રોજી પ્રવૃત્તિ ખુદ સમક્ષ રોજબરોજ સેવાનો ઉમદા હદિયો રજુ કરતી હતી તવંગરીનો ગર્વ હતો નહીં તેમ પોતાના સમયનો કદી દુરુપયોગ નહીં સમાજસેવાની પાકી તાલીમ તાતા ઈન્સ્ટીટયુટમા લીધેલી તેનો સદ્‌ઉપયોગ મરહુમે પોતાના શિક્ષણને અમલમા મુકીને કીધો છે આ સઘળુ કામ શહેરથી દૂર એક બાગબગીચાના ખૂણામા થતુ તેનાથી બહારનુ જગત અપરિચિત હતુ સ્વર્ગ રૂપ નાનુ ઘર એવા સવાબી કાર્યોથી પાવન થતુ હતુ તેવામા ખુદાએ એ દિવ્ય આત્માને પાછો બહેસ્તવતને સોનાની નેવા લાજમી ધાર્યુ અને તેથી એમના ફરઝંદની સારવાર પાછળ ખરચેલો પૈસો અને મહેનત અફળ ગયા પણ **ફક્ત શરીરનુ બાકી**

ખોળિયું ફેંકી દેવાથી કાંઈ આત્માની જીંદગી પુરી થતી નથી. ઉચ્ચ અભિલાષા—આદર્શવાદી જ્ઞાન ફિલસુફી—કે સેવાની ધગશ તો અમર અશો ફ્રોહરમાં નિરંતર જીવતી રહે છે, કારણ જો ઈશ્વર પોતે કદી "મરતા" નથી, તો તેમનો ચિનગારી રૂપ અંશ કેમ મરે? પણ નજર આગળથી ગૂમ થતા સિતારા પાછળ ગમ કરવાની સ્વાભાવિક વલણ દરેક આદમીમાં ઉભી થાય છે, અને મરહુમના સર્વે ખેશી તેમ જ મિત્રોના એવા દુખમાં દિલાસો આપવા બે શબ્દો લખું છું

## ટુંકા આયુષ્ય છતાં સુંદર કારકીર્દીની કીમત

બી જોન્સન નામના કવિએ Noble Nature નામની ટુંકી કવિતા લખી છે, તે અહીં ટાંકવા યોગ્ય લાગે છે –

It is not growing like a tree
In bulk doth make Man better be!
Or standing long an oak, three hundred year
To fall a log at last, dry, bald and sere
A lily of a day
Is fairer far in May,
Although it fall and die that night
It was the plant and flower of Light,
In small proportions we just beauties see
And in short measures life may perfect be

યાને માણસ એક મોટા ઝાડ માફક ફાલીફૂલી જાડો થાય

તેમાં તેની ખરી શાન્તિ નથી. એમ તો ત્રણ્યે વર્ષ જીવનારું એકનું ઝાડ છેવટે તો સુકાં કરમાયલાં ધીમણું નરીકે જ પરિણમે છે. પણ જે લીલી નામનું ફૂલ ફક્ત એક જ દિવસ જીવે ને ગત્રે તો પડીને મરણ પામે, છતાં તે ગરમીમાં ખુશબો અને ખુબસુરતી કેસરી ચમકનું હોય છે. તેથી **નાના આયુષ્યમાં પણ સૌંદર્ય સમાય છે; અને ટૂંકી ઉંમરમાં પણ જીંદગીને સંપૂર્ણ બનાવી શકાય તેમ છે.**

એક બીજા કવિએ જલદી ખરી પડનાં ફૂલોને સવાલ પૂછ્યો છે કે "તમે શોભતાં કેમ નથી? શું પગવર તમોને નિભાવવા અશક્ત છે?" પછી ઉમેરે છે કે "જે કંઈ ગુમ થાય છે તે તો આકાર—પણ રહી જાય છે તે ખુશબો અને સુંદર આકારની મધુર યાદ!" એ જ પ્રમાણે એક લાંબા ભાષણના ટાયલાને બદલે કોઇ વાર એ ત્રણ સુંદર વાકયમાં સંક્ષિપ્ત સાર કહેવાય તે વધુ સારૂં! અને તેથી જીવન નક્કર (Condensed) આકારમાં જીવવું હોય તેને ટૂંક સમય પૂરતો છે.

## આયુષ્યનો આધાર

આદમીના આયુષ્યનો આધાર તેને આ અવતારમા બજાવવાના કામ ઉપર રહે છે. એક વેપારી પેઢીનો એજન્ટ અમુક શહેરમા કેટલો વખત શોભશે તે નક્કી કરવામાં તેને સોપાયલું કામ જોવું પડે છે. કામ પુરૂ થવે ધર્મશાળા યા હોટલ ખાલી કરી ફરી પરદેશ ખેડવા ઉપડવાનુ હોય છે. **આગલી જીંદગીના લેણદેણના સોદા અહીં જલદી પતાવી દીધા બાદ એક અવતાર લંબાવવામાં કશું પ્રયોજન નથી.**

માલેક તરફથી જે કાંઇ ધડા શીખવા જન્મ લેવાયો તે શિક્ષણ પૂરું થતા આ સંસારની ફાની સ્કુલ છોડી જવી પડે છે! પણ તે આત્માનો કાઇ બીજાં આગલાં સગાંસ્નેહી સાથનો સંબંધ બીજા સ્થળે, બીજે વખતે ફરી મંડાય છે એમા જગાબી શક નથી નામ બદલાય–વેશ જાતિ દેશ બદલાય–પણ કાર્ય એકનું એક આગળ ધપે છે. આત્મા પોતાની વૃદ્ધિ કરી ઇશ્વરના સ્વર્ગમાં કાયમ રહેવા યોગ્ય બને ત્યાં સુધી જીવનની લીલા (Drama) ચાલુ રહે છે, ને છેવટે તે પરવરમા મળી જવાનું સદ્‌ભાગ્ય સર્વેને પ્રાપ્ત થશે જ. આયુષ્ય ટૂંકાં હોય તો ખુદાના કાર્યમા હરકત આવે એવુ કાંઈનથી ખુદાની ઇચ્છામાં કદી ભૂલ આવતી જ નથી સોપાયલા કામ પ્રમાણે જોઇતુ પ્રાણતત્વ નિર્માણ થાય છે જેમ બેટરી બનાવનાર અમુક કલાકો તે રહેશે એવી ગણત્રીથી પાવર ભરે છે તેમ) અને તેથી ટૂંકી જીંદગી મારફતે બી ખુદા પોતાનુ ધારેલુ કામ ફત્તેહમ દીથી બજાવે છે તેમા કોઈ (શેતાન કે દરજા) સ્ખલ કરી શકતો નથી લાખો સુંદર રંગબેરંગી પતંગિયા બેત્રણ દિવસના જીવન ખાતર પેદા થઇ પોતાના ભપકાદાર ખોળિયા ફેંકી અદસ્ય થાય છે ખુદાને ત્યાં ખોખાંની **ઝાઝી કીમત નથી. પણ જીવનની પ્રગતિ કરાવવા માટે તેવાં અનેક ખાકી શરીરો આપવાની તેનામાં** તાકાત છે. કામ પુરૂ થયે તણુ ઉંચકાઇ જાય તેમ શરીર જર્જરિત બની મરી જાય છે તેથી આયુષ્યનુ પ્રમાણ એક જન્મે જેટલો હિસાબ ભરપાઇ કરવાનો હોય, યા જેટલી લીલા ભજવવાની હોય, તેના ઉપરથી નક્કી થાય છે એમા ખુદાના અચૂક પ્લાનની નિષ્ફળતા નથી! જેણે આપ્યું તે પાછુ માગી

શકે છે. અને દરેક આદમી અંતરમાં માલિકના હેડક્વાર્ટરે પાછો ફરવા તલબગાર હોય છે.

## ખુદા જેને ચાહે છે તે જલદી સિધારે છે?

અંગ્રેજીમાં એક કહેવત છે તે ઉપરથી ઉપલો સવાલ ઉભો થાય છે. પણ તેમાં જે કલ્પના છે તે સમજવી જોઇએ. આ દુન્યા–ગમે એવા તવંગર જ્ઞાની કે જોરાવર અમલદાર માટે બી–કાયમનો સંતોષ કદી આપી શકે એમ નથી. અવતાર એટલે જ દુઃખ; કારણ ખુદાનું ઘર છોડી આ માટીના પિંજરમાં આત્મા કેદી બને છે ત્યારે તેની સ્મૃતિમાંથી સ્વર્ગ ભુલાતું નથી. વર્ડસવર્થ કહે છે તેમ "not in utter forgetfulness" આપણે કંઈ તે વતનને તદ્દન વિસારીને જન્મતાં નથી! તેથી ગમે એવી સુખી જીંદગી પણ આત્માની નજરે સંકડામણ તો છે જ. માટે ઇશ્વરને વહાલાં એવાં અશો ભલાં બેટાબેટી માટે તે કેદખાનાનું દુઃખ બહુ લંબાવવામાં આવતું નથી, જેથી તે ફરીથી પોતાના ગરોથમાનનો અનુભવ વારંવાર કરી શકે. લાંબી જીંદગી એટલે લાંબું કેદખાનું તેથી જે આ દુઃખની અવનિમાથી જલદી છૂટે તે ગોયા ઇશ્વરનો લાડકો પુત્ર હોય છે, એવી ધીરજવંત સમજ સન્તોએ આપેલી છે. જુવાન જીવને નહીં બોલાવતે તો તેનાં અહીં રહેલાં સગાંસ્નેહીને તો ગમતે પણ આપણે બધા "કેદી" હોઇએ, ને કોઇ ભાઇ કે બહેનની સજા યા ટેપ જલદી પૂરી થવે તેને માટે જેલનો દરવાજો ખુલે, તો સાચી રીતે મુક્તિ પામનારને ખુશાલી છે તેટલા ખાતર બી, પાછળ રહી જનારે તે આનંદમા ભાગ લેવો

જોઇએ. એ જ ખ્યાલથી સત્સંગી પંથમાં મરનારની લાશ ઢોલવાજાં અને ખુશાલીના નાદ વચ્ચે લઈ જવાય છે. **આપણો ગમ માત્ર સ્વાર્થી છે.** પેલો કેદી આપણી સુખસગવડ ખાતર વધુ સખત જેલમાં પડ્યો રહે તેવી ઇચ્છા કરનાર ફક્ત પોતાની મતલબી ઉમેદમાં નાસીપાસ થવે દિલગીર થાય છે. અગર મરનારની આશા અધુરી હશે તો તે પાર પાડવા માટે ખુદાની યોજનામાં પુરતી જોગવાઇ છે. **મોત હમેશાં જ બધાં જ માટે એક છૂટકારો** (Release) છે. તેથી તે બનાવને આફત ગણવામા આપણી સાચી સમજની કોતાહી છે.

### દુઃખ પાછળ મમતાનું કારણ

કોઇ વસ્તુ તરફ હદ બાહેર પ્રેમ બંધાય, ને તેને "મારી-મારી" કહેવામાં આનંદ થતો હોય, તો જ્યારે તે ભાગે ત્યારે પેલી મમતા (Sense of possession)ને જખમ થાય છે ! સગાંસ્નેહીને પણ એમ જ "આપણા-અતલગનાં-અતિ પ્યારાં-જીવનના આધાર" જેવા ગણવા માંડીએ ત્યારે **તે એશીના આત્મા ગોયા આપણે માટે જ જીવવો જોઇએ એવો ખોટો ભાસ થાય છે. આપણે સૌ જીવનયાત્રાના મુસાફરો છીએ; અને કોઈ બી એવો નથી, કે જેના વગર સ્વતંત્રપણે આપણી મુસાફરી આગલ નહીં ચાલે !** લશ્કરમા એવા અનેક સહકારી મરે છે, પણ સિપાહી બચ્ચો પોતાની મંઝીલ આગલ ધપાવે છે! એક પોપટ કે મેનાને પિંજરામાં પૂરી દઇ આગ્રહ રાખીએ કે તે પક્ષીએ આપણા આનંદ ખાતર હંમેશ બંધનમાં રહી, ગાયન ગાઇને આપણને

આન ' આપવો જોઇએ, ત્યારે તે પાકુ સ્વાર્થી મમતા કે મિયાઉ તે પ ખેરૂ પોતાના વ્હાલાથી વિખુટુ પડી મૂઝાય છે ને તેનુ ગાયન પણ વિલાપ છે મોના કે ચાદીના પિજરામા ગમી આગ ભુગર આપીએ તો મી તેની કેદી દશા એક આફત છે તેમ દીકરાદીકરીને તેના ' પિજરા મા ગમી એનુ ઇચ્છીએ કે 'તેઓ મારે ખાતર, મારા છે માટે, હવે' ત્યા આપણી સ કુચિત ખાટેના બેઠી છે તે ગાનકો ખુશાનાછે-ખુદાએ પોતાની ઇચ્છાથી (આપણે માગીએ યા ન માગીએ તો બી) મોકલ્યા છે તેઓ માત્ર ત્રસ્ટ છે-માલેક માગે ત્યારે ફરી સોપાના આ મ મધુ છે-એ જો રોજ યાદ રહે તો મમતા-માયાના ખોટા મોહ ઉભા થાય નહીં બાલક જન્મે ત્યાનથી જ પાછા સોપ વાની તૈયારી હોય તો મનનુ દુ ખ કમી થાય બધા જ સગાનો માલેકી હકક તે જ તા ધરાવે છે આપણે મા બાપ હોઇએ તો બી તેના માલેક નહીં જ' તેવી ધાર્યુ ધણીનુ થાય-નહીં કે આપણુ' એ જાપાનીસ માતા સાનમો દીકરો લડાઇમા માર્યો ગયો ત્યારે રૂદન કરવા બેસી ને સોનતી કે ' હવે દેશની સેવામા ધરવા માટે કોઇ બેટો બાકી નથી તેનો અફસોસ છે બીજો હતે તો તેને આપી દેતે એમ અર્પણભાવથી ખુદાની ઇચ્છા પર નઇરનશપણે છોડેના સ્નેહીઓ તરફ સ્વાર્થી મમતાનુ બધન રહેતુ નથી (મમ એટલે મારૂ, તેવી 'મારૂ શબ્દ વાપ ગામા જ માયાની ખોટી ખ્વાશ પોસાય છે) જેની ખુશનસીબી હોય તેને ત્યા એવા ભલા ફરજદ આવે આતશની ન્યાયશમા એ જ દુવા છે કે એવા સાહેકો જન્મ ને જે ન ત્નની સભામા સીરાજવા લાયક હોય અને દેશનુ કલ્યાણ

કરે!" એવા આત્માની ભલી યાદ થતી રહે તે યોગ્ય કહેવાય પણ તેમાં ખુદાના ઇન્સાફ સામે પુકાર ન હોવો જોઇએ.

## ભક્તની પ્રાર્થના કેમ નહીં સંભળાઇ?

ઇશ્વરની યાદ, સ્તુતિ, ભક્તિ, બંદગી એ તો એક ફરજ સમજી બદલાની કશી બી આશા વિના થવી જોઇએ જે દાદારને "બનાવનાર-નિભાવનાર-પોષનાર તથા મારનાર" ગણીએ તે પિતાનો કુલ જગત ઉપર આંકોશ વિનાનો અમલ ડહાપણથી ચાલે છે તેની જાણ વિના ચલ્યુ બી મગ્નુ નથી તો તે સર્વ-જ્ઞાની પરવર "હક્ષથ્રોતેમ"-યાને સર્વથી વડા ભલા અમલદાર કહેવાયા પછી આપણે અધુરી અક્કલના (આંખે પાટા બાંધેલાં) માનવી તે રાજાને તરેહવાર ફરમાન મોકલીએ કે "ફલાણાને છોડજો" તો તેમા નાદાન્યત છે પેગંબર સાહેબની દુવા છે "હવો વીચીરો અ રો-અથા ને અ ધહત યથા હવો વસત" ખુદાનો ન્યાય પસંદ કરવા યોગ્ય છે માટે તેનણ જે ઇચ્છે તેજ થજો! પછી જ્યારે આપણી અધુરી નાનકડી આશા પાર ન પડે ત્યારે ખુદા સાથ રીસામણા લઇએ, તે ખરે જ એવુ બતાવે છે કે, આપણી ખીદમત, પ્રાર્થનામા સ્વાર્થ હતો, અને થોડુ આપી ઘણુ કામ કાઢી લેવાની મનુષ્યની દયાનત હોય ત્યા તે પ્રાર્થના પણ પાક નથી **માલેકને શરણ થયલો બન્દો પોતાના શેઠને ફરમાન કેમ આપી શકે?** એક પ્રખ્યાત દોકતરને અમણુ દરદી સુચના આપે તેના જેવુ એ કર્મ ગણાય અગ્જ તો મ ભળાય છે, પણ તે બક્ષવાથી કોઇ આત્માનુ કલ્યાણ

અગત્યનું હોય ને ખુદાના ન્યાયમાં દખલ થતી હોય તો તેની અરજી નકારવાનો હક તે હરવેરપઆગાદ ખુદાને હોવો જોઈએ તે હક હમેશ વાજબી રીતે બલકે દયા સાથે બજાવાય છે **બેટી ચોરૂચિસ્તીને મીનોઈ જેહાનમાં બોલાવવાથી જ તેનું સાર્થક થતું હોય તો મારા જેવા અનેકની દુવા (જે પરિણામ જોયા જાણ્યા વગર મોકલાય છે તે) બાજુ કરવામાં જ ખુદાની દયા સમાયલી છે.**

જીવન માત્ર મુક્ત ફરોહરની તેના ખાકી ખોળિયા ઉપરની જીત ઉપરથી મપાય છે જ્યાં મીનોઈ અમર આત્મા (જે દિવ્ય ફરેસ્તાઈ ખમ્નનનો ફ્રવરદીન યજદ છે તે) આ ફાની જગતમા નેક જીવન જીવી દેખાડે ત્યાં તેની જીત છે આવા સંયમ અને માણસાઈ આત્મા રોજ એક પ્રકારે જીંદગીમાં યજશને (Sacrifice) નિરંતર કરે છે તેથી જ "યથ્રેહેહાતામ"ની માથ્રવાણીમાં એવો ખ્યાન છે કે "જે કોઈ એવા આત્મભોગમાં ભલો હોય તેની પવિત્રાઈને લીધે પરવર તેનો જાણનાર છે. એવા નરનારીને અમે અહીં માન સાથે યાદ કરીએ છીએ' **તેથી એક ભલા આત્માના ભલાં કામની વાકેફી ખુદાને છે અને તે છતાં તેને બોલાવી લેવાનો હેતુ પણ તેને ખબર છે.** તો પછી આપણો પ્રોગ્ગ્ટ કેટના જ્ઞાનને આધારે?

એક નાનકડી પુસ્તિકામાં એ બાબે લંબાણ તર્કવિતર્ક જોડવાની જરૂર નથી કવિ એ મારમોન્ડની એક કવિતા ટાંકી સમાપ્ત કરીશ —

Life! I know not what thou art
But know that thou and I must part.
And when or how or where we met,
I own to me is a secret yet.
Life! we've been long together
Through pleasant
and through cloudy weather;
'Tis hard to part when friends are dear
Perhaps 'twill cost a sigh, a tear
Then steal away, give little warning,
Choose thine own time,
Say not Good Night-
but in some brighter clime
Bid me Good Morning.

જીવન ગમે તેવુ હોય, પણ તેનો અંત અને આપણી વિદાય નક્કી છે! પાછા ક્યાં, ક્યારે ને કેમ મળશુ તે ભેદ ભલે નહીં ઉકેલાય, પણ જીદગીમા કોઈ વાર વેરાયલુ આકાશ હોય ને કોઈ વાર ખુશનુમા આબોહવા હોય. વ્હાલા મિત્રોથી છૂટા પડવાના દુઃખ તો હોય જ, તેથી આંસુ પડે કે અફસોસના ડચકા આવે. પણ જેની સાથે વસીએ તે છેવટે ચૂપચૂપ ચાલવા માંડે, ને અગાઉથી ચેતવણી બી નહી આપે તો બી મોતનો ટાઈમ ભલે ખુદ નક્કી કરી લેશે! પણ તે છૂટા પડનાર બંધુને હું આખરી સલામ નહીં કરૂં! કોઇ વધારે ઝળકતા મીનાઈ પ્રદેશમાં પાછાં મળી આપણે નવી મુબી સહવાર કરીશું. આમીન!

મરનારથી જુદા પડયા છીએ એ ખ્યાલ જ ખોટો છે એ વાત તો સાયન્ટીફીક શોધખોળ પણ પૂરવાર કરે છે ફક્ત **બાહેરનો ખાકી કોટ કાઢવાથી પહેરનારની જીંદગી અટકતી નથી.** ઉંઘમાં અને બીજી અનેક રીતે તે જગત સાથ આપણો સમાગમ ચાલુ રહે છે, અને તેવી અશોફરો હરોની વહાલભરી યાદ કરતા હમેશા ખુશાલીનાનુ મોઢું રાખવુ જોઈએ ગમગીનીમા રૂએના આત્માને તો સતો કે પેગ બર બી મદદ કે ધીરજ આપી શકે નહીં **માટે ફરી મળીએ તેટલાં ખુદા હાફેઝ**-God be with ye! **રવાને બેહદીન પૈરૂચિસ્તી બે. ફરેદુનજી દદર યાદ બાદ અનોરોહરવાન! રવાન ગરોથમાની યાદ!!** આમીન



# ૨

## કુમારી પૌરૂચિસ્તી જીનવાલા

### ગુજરાતને ગામડે ગામડે સમાજસેવા કરનાર ભલાં બાનુની અશો યાદમાં

લેખકઃ ડૅા. રતન રૂસ્તમજી મારશલ

ગઈ તા. ૨૧મી મેને દિને, ૨૮ વર્ષની નાની વયે ભરૂચ-વાસી કુમારી પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાળાના થએલા દુખ-દાયક મરણથી, ગુજરાતના સમાજસેવાના ક્ષેત્રમાંની એક કળી અકાળે કરમાઈ ગઈ છે કળીના ફૂમળા સ્વરૂપમાં ય એણે પોતાના કાર્યથી સમાજસેવાના અભ્યાસીઓ અને સરકારનુ સારૂ લક્ષ ખેચ્યું અને વયના વધવા સાથે, એ કળી વિકાસ પામતા, એનું કાર્ય સમાજને ખૂબ જ ફાયદાકારક થઈ પડશે એમ સ્પષ્ટ સમજાયુ. પણ એ સ્થિતિ કમનસીબે ન આવી અને એ કળી અકાળે કરમાઈ ગઈ

"સેવા," "સેવાકાર્ય," "સેવક" "સેવિકા" એ બધા સુંદર શબ્દો છે, પરંતુ એ શબ્દોનો આજે જે રીતે ઉપયોગ

થઈ રહ્યો છે, જેના તેના નામ–કામ સાથે એ શબ્દો જે રીતે સાંકળી દેવામાં આવે છે તેને લઈને એ શબ્દોની સુંદરતામાં ઘટાડો થયો લાગે છે. કુમારી પીરુચિસ્તીએ અતિ નાની વયમાં સમાજના હિતમાં જે કામ કર્યું એવા કામ માટે અને એવું કાર્ય કરનાર માટે આ શબ્દોનો ઉપયોગ થાય તો એ શબ્દોનું ગૌરવ જરૂર સચવાય. એમનું કાર્ય સાચું સેવાકાર્ય હતું અને એ કાર્ય કરનાર સાચે જ સાફદિલ સેવિકા હતી

પીરુચિસ્તીબહેન સમાજસેવાનાં અભ્યાસી હતાં. એ માટેની સંસ્થામાં એમણે કેળવણી લીધી, તેમા કામયાબ નીવડ્યાં અને જાહેર જીવનમાં ઝંપલાવી અનુભવ મેળવ્યો. અભ્યાસ અને અનુભવ બન્નેનો મેળ સાધીને એમણે છેલ્લાં છેલ્લાં જે પ્રવૃત્તિઓ ઉપાડી તેણે સમાજ અને સત્તાધીશોનું લક્ષ ખેંચ્યું. સમાજના સભ્યોએ એ સેવિકાને પોતાના હૃદયમાં વહાલભર્યું સ્થાન આપ્યું. સત્તાધીશોએ કેટલાંક ક્ષેત્રોમા એમની નિમણૂક કરી, એમના કામની કાઇક કદર કરવા સાથ, એ દિશામા આગે વધવાને એમને ઉત્તેજન આપ્યું. એમનું વતન ભરુચ-ભરૂચ. એ પુરાણા શહેરના લોકના દિલમાં પોતાના કાર્યથી એમણે કેવુ આસન જમાવ્યું હતું એનો ખ્યાલ એટલા પરથી પણ આવે છે કે તેમની અકાળ વિદાયને ચોથે જ દિને એ શહેરીઓએ ભેગા મળી એમના કાર્યને સ્નેહથી અંજલિ ભવ્ય અંજલિ આપી

કુમારી પીરુચિસ્ની શ્રીમંત કુટુંબના નબીરી હતા વસવાને માટે મહેલાત હતી, ફરવાને માટે ગાડી મોટરો હતી,

પડયો બોલ ઉઠાવવાને નોકર–ચાકરોની ફોજ હતી, અમન-ચમન કે રંગરાગ કરવાને કાજે નાણાની છૂટ હતી આ બધું અનેક જુવાન મગજોને મગરૂર બનાવી મૂકે છે, તેમને ગરીબો તરફ ઘૃણા દેખાડતા કરી મૂકે છે એ દોષથી પૌરૂચિસ્તી બહેન દૂર હતા એમના મકાનમા નિર્ધન આવીને એમની સેવાનો લાભ લઇ શકે, એમને મળવા આવેલો ગરીબ એમની ગાડીમા એમની સાથે બેસીને જઇ શકે, નાની વયે પણ એમના હાથે જે નાણા આવે એનો ઉપયોગ ભૂખ્યાની ભૂખ તૃપ્ત કરવામા, નગ્નને વસ્ત્ર આપવામા, જ્ઞાનભૂખ્યા ગરીમને વિદ્યા આપવામા થાય

આ અને વિવિધ દિશામા એવુ બીજુ સેવાકાર્ય પૌરૂચિસ્તીબહેન સાવ મુંગે મોઢે કરે "હુ સેવા કરૂ છુ," "હુ સેવા કરૂ છુ" એવો ઘોઘાટ એમના મુખે સંભળાયો નથી અને એથી એમણે, એમની વયના પ્રમાણમા, કરેલુ સંગીન સેવાકાર્ય, ભરૂચવાસીઓ અને એ ભલા બહેનના સમાગમમા આવનાર કેટલાક મિત્રભરૂચીઓને બાદ કરતા, ઝાઝુ જાહેરમા આવ્યુ નથી

પૌરૂચિસ્તીબહેનને ગરીબોની સૂગ નહોતી ગંદાઓથી એ સૂગાઇને દૂર ભાગ્યા નથી બીજાઓની ગરીબી તો એ દૂર ન કરી શકે, પણ તેમનુ ગંદાપણુ દૂર કરવાને એમણે પ્રયત્ન કર્યો છે, ઘણા ઉત્સાહથી કર્યો છે એમના ઘરઆંગણ પર ગરીબ વર્ગની સ્ત્રીઓ પોતાના બાળકો સાથે આવે પૌરૂચિસ્તીબહેન એમને સ્વચ્છ કરવામા મદદ કરે, સ્વચ્છ રહેવાના ફાયદા

સમજાવે. અશોઈનું-મકાનનું-પરિવારનું વાતાવરણ પ્રસંગ વામાં એ આમ મદદગાર થાય. પારસીઓની પવિત્ર માથ્રવાણી, જેનો ગણગણાટ એમના ઘરે વસનારા લગભગ દરેકને મુખે દરરોજ કલાકો સુધી સંભળાય, એમાં અશોઈ ઉપર જે ભાર મૂકવામાં આવ્યો છે એવી માથ્રવાણીનો માત્ર ઉચ્ચાર ન કરતા, એ મુજબનું વાતાવરણ ફેલાવવામાં એમણે સારો રસ લીધો છે. એમનું કાર્ય જ બંદગી હતું, કેવળ મૌખિક બંદગી કરતા કાર્યરૂપી બંદગી ઉચ્ચતર નથી એમ કયો સંસ્કારીજન કહેશે?

શ્રીમંત કુટુંબમાં જન્મી, લાડમાં ઉછરી, શ્રીમંતાઈનું પ્રદર્શન કરવાને સ્થાને, યુવાનીના ઉત્તમમા ઉત્તમ વર્ષો ન્યાત-જાત, રંગ-ધર્મના ભેદ વિના સેવાના ક્ષેત્રને અર્પનાર પીરૂચિસ્તી બહેનનુ જીવન, આજના અનેક શ્રીમંત કુટુંબના યુવાનો અને યુવતીઓને જાણે બોધ આપી રહ્યું છે કે-"બહેનો અને ભાઈઓ, વૈભવ-વિલાસ, રંગ-રાગ, મોજ-મજા, અમન ચમન એમા જ સદાય રચ્યાપચ્યા રહેવામા જીવનની મહત્તા નથી રંગ-રાગ અને મોજ-મજાને જીવનમા સ્થાન છે ખરૂં, પણ દિવસ અને રાતના ચોવીસે કલાકનું નહિ. એમાથી બની શકતો સમય નિર્ધન, અભણ, અજ્ઞાનો માટે, ફૂલ જેવા નિર્દોષ બાળકો માટે, મુશ્કેલીમા મુકાયેલા આપણા બીજા બહેનો અને ભાઈઓ માટે આપણે આપીએ, તેમને મદદરૂપ થઈ પડીએ, આપણી શક્તિનો-સાધનનો-સગવડનો એ દિશામા પણ ઉપયોગ કરીએ અને જીવ્યુ સાર્થક કરીએ પ્રભુએ સર્જેલાં ઈન્સાનોને જરૂર પડયે આપણાથી બનતી મદદ કરીએ ઈન્સાનિયત અમલમા મૂકી બતાવીએ માનવતાનો બીજાને સાક્ષાત્કાર

કરાવીએ અને બીજાને પણ આપણી સાથે સેવાના ક્ષેત્રમાં પગલાં ભરવાને પ્રેરણા આપીએ.”

પૌરૂચિસ્તીબહેનમાં વાતાવરણને અનુરૂપ બનવાનો ગુણ હતો–કલા હતી. સામાજિક કાર્યકરોની પરિષદોમાં હાજરી આપવાને એ દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં જાય. મુંબઈ કે મદ્રાસ જેવાં મોટાં શહેરમાં મળતી એવી પરિષદમાં એ જેમ હાજરી આપે તેમ કોઈ નાના ગામમાં કાર્યકરો ભેગા મળનાર હોય ત્યાં પણ એ જાય. સામાજિક સેવાકાર્યનાં એ અભ્યાસી એટલે આ દિશામાં આપણા મુલકમાં જેમનું સ્થાન મોખરાનું છે તેમની સાથે એ કામ કરે, તે ભેગા ગુજરાતના કોઈ ગામડામાં કે નાના શહેરમાં કાર્ય કરનાર, એ માટેની તાલીમ ન પામેલા પણ નિષ્ઠાવાન કાર્યકર સાથે પણ એ સહૃદયતાથી કામ કરે. શહેર હોય કે ગામડું હોય, નિષ્ણાત (એક્ષપર્ટ) હોય કે સામાન્ય કાર્યકર હોય, વિચારો મળતા હોય કે વિચારોમાં મતભેદ પડતો હોય, એ બધાને એ બહેન અનુરૂપ બની જાય અને કરવાનું કામ કરી લે. ખળભળાટ, દોડધામ, ધમાચકડી એનો એમના કાર્યમાં અભાવ હતો. એ અતિ ધીમા અવાજે બોલતા અને એટલી જ શાંતિથી એ પોતાનું સેવાનું કામકાજ ઉકેલતાં.

સમાજસેવા ભેગા એ સાહિત્ય અને કલાનાં રસિયાં હતાં. સંગીત અને નૃત્યનું જ્ઞાન, એ દિશામાં જેમનું સ્થાન આપણે ત્યાં આગલી હરોળનું છે તેમની પાસેથી એમણે મેળવ્યું હતું. નૃત્યના ક્ષેત્રમાં એમણે જે સિદ્ધિ મેળવેલી તેનો ખ્યાલ ઘણાને નહિ હોય, કારણ જાહેરમાં ગણતર પ્રસંગોએ જ એમણે આ

ક્રિયામાંની પોતાની સિદ્ધિનો સાક્ષાત્કાર કલાપ્રેમીઓને કરાવ્યો જણાય છે. એવો એક પ્રસંગ હતો ૧૯૬૦ના અંતમાં ગુજરાતને મરોલી પદેથી ગુજરાત પાછી પધરાવેલ. તા. ૨૫મી ડીસેમ્બરની રાત્રે એ પવિત્રના જશ્ન કાર્યક્રમમાં કુમારી પોરુ-ચિસ્તી ઉનવાળાએ પોતાનો આત્મા રેડી દીધો. બાજવાળી બહેનીઓ સાથે એમણે પવિત્રના મંચ ઉપર નૃત્ય કર્યું અને સંસ્કારીજનોનું વાતાવરણ મુગ્ધ બની ગયું. સૌ એમાં ઓત પ્રોત થઈ ગયાં. કલા જ્યારે એના નિર્મળ સ્વરૂપમાં રજૂ થાય છે ત્યારે તે પવિત્ર છે અને જોનારને પણ પવિત્ર બનાવવાની તેનામાં શક્તિ છે એનો અનુભવ એ રાત્રે કુમારી પોરુચિસ્તી અને એમની બહેનપણીઓએ બરોબર કરાવ્યો.

અને એ પ્રસંગે ખાસ નોંધપાત્ર નૃત્યોમાં એક નૃત્ય હતું સ્વર્ગની પરીનું. ગાયક ગાતો હતો: "સ્વર્ગની પરી-અમે સ્વર્ગની પરી." અને બાજવાળી બહેનો પરીનું નૃત્ય કરતી હતી ગાયનના શબ્દો સરસ હતા અને એ સુંદર શબ્દોને અનુરૂપ સંસ્કારી બહેનોના હાવભાવ હતા. સ્વર્ગ અને પરીની વાતો હતી. સ્વર્ગ અને પરીનું નૃત્ય હતું. પવિત્ર સ્થળની વાતો હતી અને નિર્મળ પરીઓનું નૃત્ય હતું. અઢી વર્ષ પછી પણ એ નૃત્ય આંખ આગળથી ખસતું નથી અને ગાયકનો અવાજ કાનમાં પડતો રહે છે "સ્વર્ગની પરી-અમે સ્વર્ગની પરી"

સ્વર્ગની પરીનું નૃત્ય કરનાર પોરુચિસ્તી બહેન હવે સાચેસાચ સ્વર્ગે સીધાવ્યાં છે, સાચેસાચ પરી બની ગયાં છે.

એમને સ્વર્ગની સનાતન શાંતિ!

[ જામે જમશેદ ]

# ૩

## ગુજરાતનાં એક તેજસ્વી સુપુત્રી

### કુમારી પેરૂચિસ્તી જીનવાલાને અંજલી

**લેખિકા ડૉ. ગંગુબહેન હુડકર**

કુમારી પેરૂચિસ્તીનો જન્મ ભરૂચના પ્રસિદ્ધ, સરકારી અને દાનવીર જીનવાલા કુટુંબમાં ૨૧મી માર્ચ ૧૯૨૨ને રોજ થયો હતો બાળપણથી જ એમનો સ્વભાવ આનંદી, પ્રેમાળ અને માયાળુ હતો વિદ્યાર્થી જીવનમાં તેઓએ હોશિયારી, માયાળુતા અને સર્વાંગી વિકાસ માટે નામ મેળવ્યું હતું અભ્યાસ દરમ્યાન શાળાંત વિષયોમાં તેમ જ સંગીત, હોમ નર્સીંગ, વગેરે વિષયોમાં સારા માર્કો મેળવી એમણે ઇનામો મેળવ્યા હતા કૉલેજ જીવનમાં પણ હોશિયાર અને મિલનસાર વિદ્યાર્થીની તરીકે તેઓ પ્રખ્યાત થયા હતા વિદ્યાર્થી જીવન માંથી જ તેઓએ સમાજસેવા કરવાની શરૂઆત કરી હતી અને ગ્રેજ્યુએટ થયા પછી ૧૯૪૨માં તાતા ઇન્સ્ટીટ્યુટ ઑફ સોશિયલ સાયન્સીસની સંસ્થામાં દાખલ થઈ સમાજસેવામાં

## ગુજરાતના દુકાળ વખતે

૧૯૪૮-૪૯માં ગુજરાતમાં અને ખાસ કરીને ભરૂચ છલ્લા-માં પ્રજાને દુકાળની કારમી સ્થિતિનો અનુભવ કરવો પડેલો તે વખતે કુ. પૌરૂચિસ્તીએ તબિયતની પરવા કર્યા વિના રાત દિવસ મહેનત લઇ દુકાળ રાહતકાર્યમાં સેવા આપી હતી અને દુકાળપીડિતો માટે દૂધ, કપડાં વિગેરે મદદ પહોંચાડવા માટે ઘેરઘેર ફરી ફંડ ભેગું કર્યું હતું. તેમજ દુકાળ વિસ્તારનાં ગામડાંમાં પુરૂષો અને બાળકોને કપડાં, દૂધ, ટોનીક, દવાઓ અને વીટામીન્સની મદદ બીજાં બહેનો સાથે જાતે જઇને વખતસર પહોંચાડી હતી.

## માંદગી

૧૯૪૯માં એમને રોગ લાગુ પડયો અને ઓપરેશન કરાવવું પડયું. ઓપરેશન પછી પણ એમણે પોતાનો નિર્મળ આનંદ અને સેવાકાર્યનો ઉત્સાહ ચાલુ રાખ્યા હતા. વધુ ઉપ-ચાર માટે ઇગ્લંડ ગયાં ત્યારે પણ બાળ માનસશાસ્ત્રનો વધુ અભ્યાસ કરી હિન્દના બાળકોની વધુ સેવા કરવાની આશા રાખેલી પરંતુ કમનશીબે બધા ઉપચાર કરવા છતાં રોગ અટકયો નહિ અને તા. ૨૧મી મે ૧૯૫૦ના રોજ ગુજરાતનાં એક તેજસ્વી સુપુત્રીનું મુંબઇ મુકામે ૨૮ વર્ષની કુમળી વયમાં અકાળ અવસાન થયું.

## કલાકાર તરીકે

કુ. પૌરૂચિસ્તી એક અનોખી વ્યકિત હતાં. શ્રીમંત કુટું-બમાં જન્મ લઈ ઉછરેલાં હોવા છતાં તદ્દન નિરભિમાની સ્વભા-

વના હોવાથી ગરીબો પ્રત્યે અને દીનદુઃખીઓ પ્રત્યે ખૂબ જ માયાળુ વર્તન રાખી બધી રીતે મદદ કરતાં હતાં. એક નિ:સ્વાર્થી સમાજ સેવિકા હોવા ઉપરાંત એક સુંદર કલાકાર હતાં. એમણે નૃત્ય અને સંગીત કળાનો સારો અભ્યાસ કર્યો હતો અને પોતાની કળાનો જાહેર સંસ્થાઓના લાભાર્થે કોન્સર્ટો કરી જનકલ્યાણના કાર્યોમાં ઉપયોગ કર્યો હતો. એમણે જાતે મહેનત લઇ બીજી બહેનોને પણ સંગીત અને નૃત્યકળાની તાલીમ આપી તૈયાર કર્યાં છે.

એઓ એક તાલીમ પામેલા સમાજસેવક હોવાથી અને સેવાની દરેક પ્રવૃત્તિનો સારો અભ્યાસ કરેલો હોવાથી, બધી જાહેર પ્રવૃત્તિમા રસ લઇ માર્ગદર્શન આપતા હતાં. ઇન્ડિયન કોન્ફરન્સ ઓફ સોશિયલ વર્કની ભરૂચ જીલ્લા શાખા સ્થાપ વાની કલ્પના અને તે માટે મહેનત ઉઠાવી ગયા એપ્રિલ માસમા તેને અસ્તિત્વમાં લાવવાનું માન કુ ઉનવાલાને ઘટે છે એમણે તે શાખાના મંત્રી તરીકે ઉત્તમ કાર્ય કર્યું હતું.

## આદર્શ કાર્યકર

આવાં એક આદર્શ, નિ સ્વાર્થ કાર્યકરને મૃત્યુએ આપણી વચ્ચેથી ઝડપી લીધાં છે એમની ખોટ પુરાવી અશક્ય છે આટલી નાની વયમા એમણે નિ સ્વાર્થપણે અને કોઇપણ જાતના આડંબર વિના જે મોટાં કાર્યો કર્યાં છે તે જોતા એમ જ લાગે છે કે કોઇ સમર્થ દેવના ટૂંક વખત માટે પૃથ્વી ઉપર અવતરી પોતાનું કાર્ય અને મુદત પુરી થતાં પાછા સ્વર્ગે સીધાર્યાં છે ઇશ્વર એમના આ માને શાંતિ અર્પો એ જ પ્રાર્થના.

[ નવયુગ ]

# ૪

# ગજવે તેમ જ મને માતબર

## મરહુમ મીસ પૌરૂચિસ્તી જીનવાલાની સમાજ સેવાની તારીફ

## ભરૂચના કલેકટરના પ્રમુખપદે મળેલી સર્વ કોમના માણસોની સભા

### મરહુમના ઉઠમણા પ્રસંગે જાહેર થયેલી સખાવત

ભરૂચના જાણીતા સોશિયલ વર્કર મીસ પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાલા બી એ ની ઉઠમણાની ક્રિયા તા ૨૩–૫–૫૦ના દિને અત્રેની હોમાવાલાની અગિયારીમા કરવામા આવી હતી તે વખતે મરહુમની પોતાની પુંજીમાથી તથા મરહુમના અંતગના સગાઓ તરફથી રૂા ૫૦૦૧ ભરાયેલા જાહેર કરવામા આવ્યા હતા મરહુમના મિત્રો વખાણનારા તથા બીજા સગાઓ તરફથી રૂા ૮૫૧ ભરાયના જાહેર થયા હતા કુલ ને રૂા ૫૮૫૨ ભરાયેના જાહેર કરવામા આવ્યા હતા

ભરૂચના જુવાન સ્ત્રીમાર્થેકર મીસ પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાલાના ૨૮ વર્ષની ભરજવાન ઉમ્મરે થયેલા દિલગીરીભર્યા

મરણ માટે શોક દર્શાવવા ગઈ કાલે તા. ૨૪-૫-૫૦ના દિવસે સર શાપુરજી ભરૂચા હોલમાં કલેકટર મી. રમેશ દેશાઇના પ્રમુખપદ હેઠળ જાહેર સભા બેગી મલી હતી તે સભામાં સર્વે કોમનાં બાનુઓ તથા ગૃહસ્થો મોટા પ્રમાણમાં હાજર રહ્યાં હતાં અને સર શાપુરજી ભરૂચા હોલ લગભગ આખો ચિકાર ભરાઇ ગયો હતો તે સભામાં ડૉ. ગંગુબહેન હડકર, વકીલ મી. મણિલાલ કૃષ્ણારામ દેસાઇ, ખા. બ. સોરાબજી બ. છીનવાલા, મી. પીરસાહેબ ચોકવાલા, મી. કેશવલાલ દિવાન વગેરેએ મરહુમ મીસ પૌરુચિસ્તી છીનવાલાની સુંદર સેવાઓની મુકત કંઠે પ્રશંસા કરી હતી. સ્ત્રી સંસ્થાના સેક્રેટરી તરીકે તેમણે એક આદર્શ બાળમ દિર (મોન્ટીસરી સ્કુલ) સ્થાપ્યું. ભરૂચ મ્યુનીસીપાલીટીના સ્કુલ બોર્ડના સભાસદ તરીકે પણ એમણે સુંદર સેવા કરી છે તેની યાદ કરવામાં આવી. જો કે પોતે શ્રીમંત કુટુંબમાં જન્મેલાં હતાં અને મોટાં થયાં હતાં, તે છતાં એમની સાદાઈ નમૂનારૂપ હતી દુકાળ વખતે ગામડામાં તાપ તથા ધૂળમાં ફરીને એઓએ ગરીબોની જે સેવા કરી છે તે કદી પણ ભૂલી શકાય તેમ નથી તવંગર હોવા છતાં પોતાની જીંદગી બીજાં તવંગરોની માફક એશઆરામમાં ન પસાર કરતા, ગરીબોની સેવા કરવી એ જ પોતાનો મૂળ ધર્મ તથા જીંદગીની એક મોજ સમજતાં હતાં એઓ અત્રેના રીમાન્ડ હોમના પણ એક આગેવાન કાર્યકર્તા હતાં. ૨૮ વર્ષની નાની વયમાં એઓએ ઘણી સુંદર સેવા બજાવી છે. એમના મરણથી ભરૂચે એક ખરેખરો ઉત્સાહી, ઉમંગી કાર્યકર ગુમાવ્યો છે ખરેખર એ ભરૂચની કમનસીબી છે ત્યારબાદ સર્વેએ ઉભા

થઇને શોકનો ઠરાવ જે પ્રમુખ તરફથી મૂકવામાં આવ્યો હતો, તે પસાર કર્યો હતો. પાક પરવરદેગાર એમના આત્માને શાંતિ બક્ષો.

[ જામે જમશેદ ]

# ૫

## પુણ્યશાળી સમાજસેવકનું જીવન

### લેખકઃ પ્રો. ફીરોઝ કાવસજી દાવર

મનુષ્યસેવા તે જ પ્રભુસેવા. ભક્તિથી મનુષ્ય ઉન્નત થઇ ઇશ્વર સાથે સંયોગ ભોગવી શકે, પરંતુ સ્વાર્થરહિત જનસેવા કરવાથી તો ભગવાન પોતે સેવકના હૃદયમાં વાસ કરે છે. એક સંન્યાસીનું જીવન પવિત્ર છે પરંતુ સૌ પહેલાં એ પોતાનું જ આધ્યાત્મિક હિત સાધે છે, જ્યારે સમાજસેવક તો કેવળ નિષ્કામવૃત્તિથી કાર્ય કરી પોતાનો સ્વાર્થ જતો કરી અન્યનું ભલું કરવા જ તત્પર રહે છે. જે દેશમાં ગરીબ તવંગરનાં તડાં નથી, અથવા છે તો નિર્ધનોની સેવા કરવા જ્યાં ધનવાનો આતુર છે તે દેશમાં સંપ, સંતોષ અને શાંતિ જળવાશે. શ્રીમંતો પોતાની ધનદોલતના પ્રતાપે સમાજના ઉચ્ચ વર્ગના સભ્યો ગણાય છે, પરંતુ ઉચ્ચ વર્ગના માણસોમાં ઉચ્ચ નૈતિક ગુણો પણ હોવા જોઇએ. ધનવાનોનું ધન આકાશમાંથી તેમને ત્યાં પડતું નથી

પણ તે અનેક રીતે સમાજમાંથી જ તેઓ સંપાદન કરે છે એમ અર્થશાસ્ત્ર જણાવે છે. આમ હોવાથી કાંઇ નહિ તો કૃતજ્ઞતાને ખાતર પણ સમાજસેવા કરવાની શ્રીમંતોની ફરજ રહે છે. આવી સેવાથી સમાજનું કલ્યાણ થાય છે એટલું જ નહિ પણ સેવકનો પણ આધ્યાત્મિક ઉત્કર્ષ થાય છે. ઇશ્વર પ્રેમસ્વરૂપ છે અને તેને પહોંચવાનો એક માર્ગ સેવાનો છે.

મનુષ્ય, પશુપંખી અને તમામ કુદરતનુ જીવન એક જ છે, એ વિશ્વજીવન, વિરાટ જીવન અથવા સમસ્ત જીવન (Universal Life)ને આપણે પ્રભુને નામે ઓળખીએ છીએ. સાચુ જીવન સમગ્રતા (Whole)મા છે, અંશ (Part)માં નથી. જગત એ શરીર છે, વ્યક્તિ એનુ એક અંગ છે; શરીરનું એક અંગ તેનું પોતાનું જ કલ્યાણ સાધવા જાય તો શરીરની બરબાદી થાય. પ્રત્યેક અંગનું હિત પણ શરીરના જ હિતમાં સમાએલું છે. માટે જ સ્વાર્થી જીવન એ અકુદરતી જીવન છે કે જેમા નથી વ્યક્તિનું ભલું કે નથી જગતનું કલ્યાણ જગતમાં સુખી કરતાં દુખી મનુષ્યો વધુ છે, ધનવાનો કરતા નિર્ધનો વિશેષ છે, માટે જ ગરીબોની કાળજી કરવાની શ્રીમંતોની ફરજ રહે છે. ગરીબો શૂદ્ર છે, ગંદાં છે, મેલાઘેલાં છે અને સૌની સેવા કરવા જ સર્જાયા છે એમ કહેવું બેહૂદુ છે પેટની વેઠ તો સૌ કોઇને લાગેલી જ છે, સંસ્કૃતિના આરંભકાળથી જ નિર્ધનો તો ધનવાનોની સેવા બજાવતા આવ્યા છે, પરંતુ આ એકતરફી સ્થિતિનો ચાલુ ગેરલાભ ન લેવાય તેટલા માટે ન્યાયની દ્રષ્ટિએ સ્વીકારવું જોઇએ કે શ્રીમંતોને પણ પોતાનું કર્તવ્ય સમજી કરોડો ગરીબોની સેવા ઉઠાવવાની રહે છે. એમ થતુ નથી માટે જ

સમાજવાદ (Socialism) અને સામ્યવાદ (Communism)ની વિચારસરણિઓ આપણામાં ઉત્પન્ન થવા પામી છે. ઇશ્વરનું પિતૃત્વ જો આપણે સ્વીકારીએ તો મનુષ્યનાં ભ્રાતૃત્વનો સ્વીકાર કર્યા વિના આપણો છૂટકો જ નથી. એક જ ઇશ્વરનાં સંતાનો તરીકે એક વિશ્વકુટુંબમાં આપણે વસીએ છીએ એમ જો આપણે માનતા હઇએ, તો સૌને ભાઇ સમાન ગણી દરેક નાના મોટાએ પરસ્પર સ્નેહ દાખવવાની અને સેવા બજાવવાની પોતાની ફરજ સમજવી જોઇએ.

કેટલાકોની એવી માન્યતા છે કે દુઃખિયારાં મુફલિસોને ખુદાએ પેદા કર્યાં હોવાથી ખુદા જ એમને મદદ કરશે, કેમકે સંતાનોનું કલ્યાણ કરવું એ તો પિતાની પ્રથમ ફરજ જ છે. કેટલાકો કહે છે કે ગરીબો દુઃખ ભોગવે તે તો તેમના કિસમતનું પરિણામ છે: તેમના પ્રત્યે હમદર્દી હોઇ શકે, પણ તકદીર આગળ તદબીર લાચાર છે! કેટલાકની બુદ્ધિ પ્રમાણે દીનદરિદ્રીઓનાં દુઃખ તો તેમના જ ગયાં ભવનાં પાપરૂપે પરિણમ્યાં છે; માણસ પોતપોતાનું ભોગવે તેમાં બીજા શું કરે? (પરંતુ આવું બોલનાર જ્યારે પોતે નિર્ધન બની દુઃખની ચક્કીમાં પીસાય છે ત્યારે આવી સગવડભરી દલીલ પેશ કરવાનું વિસારી દઇ સૌ કોઇની મદદની તે આરઝુ રાખે છે.) આજના જમાનામાં વળી ઘણાઓ એમ કહેશે કે ગરીબોનો ઉત્કર્ષ કરવાની ફરજ તો સરકાર કે મ્યુનિસિપાલિટીની છે; સરકાર જ સંપૂર્ણ સત્તાવાન છે, સરકાર જ માબાપ છે, તો ગરીબોના પ્રશ્નનો ઉકેલ તો સરકારે જ કરવો રહ્યો. આ સૌ દલીલો નર્યા સ્વાર્થથી પ્રેરાએલી છે. મનુષ્યો ગયા ભવનાં પાપ ભોગવે છે કે તેમના કિસમતની કમનસીબી

અનુભવે છે તેની સાથે આપણને કામ નથી. તેઓનો સંસાર દુ:ખમય છે તે નક્કી છે, અને યથાશક્તિ દુ:ખનિવારણ કરવું એ સૌની, ખાસ કરી શ્રીમંતોની, ફરજ છે. વળી સરકાર જોઈ લેશે એમ કહી ચોખ્ખા થઈ જવું એ તો કર્તવ્યપાલનમાંથી છૂટી જવાની એક ચાવબાજી જ છે. ઈશ્વર તો સૌને માથે છે જ, સરકાર પણ પોતાનુ કાર્ય કરે જ છે; પણ જનસમાજની પણ ફરજ છે કે અનેક યોજનાઓ ઘડી, સમાજસેવકોને તાલીમ આપી, અનેક સંસ્થાઓ સ્થાપી કરી તે દ્વારા સરકાર સાથે સહકાર કરવો.

સમાજસેવાનું કાર્યક્ષેત્ર અતિ વિશાળ છે. માત્ર સમાજ-સુધારો જ લઈએ તો તેની અનેક શાખાઓમા કાર્ય કરતા આખું જીવન વ્યતીત થાય તોય પાર આવે નહિ. લોકોને અક્ષરજ્ઞાન આપવુ, તેમનામાં ધર્મ અને નીતિનો ફેલાવો કરવો, અશક્તો, અપંગો, ભિક્ષુકો માટે આશ્રમો સ્થાપવા, જનસમાજના આરોગ્યની જતન કરવી, તેમના કઢંગા વહેમો અને રૂઢિરિવાજોનો સામનો કરવો, પતિતોદ્ધાર, દલિતોદ્ધાર, હરિજનોદ્ધાર, વેશ્યા પ્રથાનિષેધ, રેલસંકટનિવારણ, દુષ્કાળસંકટનિવારણ, ભૂકંપ સંકટનિવારણ, નિરાશ્રિતદુ:ખનિવારણ વિગેરે અગણિત ખુદા પસંદ કાર્યોમા સમાજસેવકો પોતાની શક્તિનો ઉપયોગ કરી શકે, અને એ રીતે સરકારને અને ખુદ ઈશ્વરના કાર્યને સહાય આપી શકે.

એક આદર્શ સમાજસેવકમાં અમુક સદ્‌ગુણોની આપણને અપેક્ષા રહે છે. સમાજસેવકોનો મુદ્રાલેખ ઉત્તમનો ઉત્કર્ષ (survival for the fittest) નહિ પણ અધમનો ઉત્કર્ષ

(revival of the unfittest) હોવો જોઇએ, કેમકે ઉત્તમને મદદની જરૂર નથી; જરૂર છે દુ:ખીને, ગરીબને ને પતિતને, સેવાધર્મ એ માનવધર્મની એક શાખા જ છે. સમાજસેવક એક ભક્ત હોય તો બીજા સેવકો કરતાં તે વધુ ઉત્તમ કાર્ય કરી શકે. જે ભક્ત નથી તે મોડેવહેલે સેવાકાર્યથી કંટાળી ખસી જવા માગશે; જ્યારે એક ભક્તાત્માને મનથી તો સેવા એ જ જીવન છે; એનો ઉત્સાહ ભારે કામ છતા અદમ્ય રહેશે, નિરાશા છતાં ટકી રહેશે, અને તે સેવક લોકોનાં દુ:ખોની પરંપરાનું નિવારણ કરતાં પોતે અંતરનો આનંદ અનુભવશે. એક સાચા સમાજસેવકનું હૃદય પ્રેમ અને જીવદયાથી તરબોળ હોવું જોઇએ. ભાઇબંધીની ભાવના કેળવ્યા વિના સમાજસેવા અશક્ય છે, અને સૌ મનુષ્યો સમાન છે અને એક ઇશ્વરના સંતાનો છે એવી દૃઢ માન્યતા વિના ભાઇબંધી સધાતી નથી. સમાજ-સેવકને સંન્યાસી થવાની જરૂર નથી પણ યથાશક્તિ ત્યાગવૃત્તિ તો તેને કેળવવી પડે છે. સારે જ એક ગરીબ કરતા એક શ્રીમંત, જો કરવા માગે તો, પોતાના ધન વડે વધુ સારી સેવા કરી શકે. આપણા જાણીતા સમાજસેવકો—શ્રી જમશેદ મહેતા, શ્રી બરજોરજી ભરૂચા, કુ. મૃદુલાબહેન સારાભાઇ અને સ્વ બહેન પૌરૂચિરતી જીનવાલા શ્રીમંત કુટુંબમા જન્મેલા અને ઉછરેલા હોવાથી અને કમાવા જવાની તેમને જરૂર ન રહેવાથી તેઓએ મન મુકી સમાજસેવાનુ કાર્ય કર્યું છે, અને પહેલી ત્રણ વ્યક્તિઓએ હજી ચાલુ રાખ્યું છે. એ ચારે વ્યક્તિઓએ બ્રહ્મચર્યનું જીવન ગાળ્યું, આ ઉપરથી સૌ સમાજસેવકોએ અવિવાહિત જીવન ગાળવું જોઇએ એમ કહેવાનો બિલકુલ

આશય નથી; પરંતુ સમાજસેવા કરતાં ત્યાગવૃત્તિ કેટલી હદ સુધી લઇ જઈ શકાય છે તે જ માત્ર અહીં બતાવવાની મત લબ છે.

સમાજસેવકોને મોજમજાહ અને રંગરાગ તો પાલવે જ ક્યાંથી, અને સેવકથી ગેહાઇ થાય પણ કેમ? વળી સેવાધર્મ-પાલનમાં તો નમ્રતા જ હોય; અભિમાન અને સાહેબી સેવકને શોભે પણ નહિ. જેણે બીજાનાં દુઃખ પોતાનાં સમાન ગણી લીધાં તેણે તો દુઃખનિવારણમાં જ પોતાનું સુખ સમજવું રહ્યું. એક સાચા સમાજસેવકને ગરીબીની, શુદ્રતાની, મલિનતાની, રોગી-ઓની, નાતજાતની, ભિન્નતાની નફરત હોઇ શકે નહિ; સૌ કોઇ ભાઇબ ધો છે અને દુઃખિયાંઓને મદદની જરૂર રહે છે એટલું જ તે સમજે છે. તે જાણે છે કે વખતસર મદદ ન મળે તો દુઃખ, આર્થિક ત ગી વિગેરેને કારણે સંકટગ્રસ્ત મનુષ્યોનુ નૈતિક પતન થવાનો પણ સંભવ મોટો હોય છે. એક સાચો સમાજસેવક ફળની આશા રાખ્યા વિના કે કીર્તિના લોભ વિના નિષ્કામ કાર્ય કર્યો જાય છે તેની પીઠ પહોળી હોય છે, લોકનિંદાથી તે ટેવાયેલો હોય છે, ઉપકારને ઠેકાણે અપકાર પણ તે પચાવી દે છે. કોઇ વાર તો "ધરમ કરતા કરમ નડે છે," અને ભલું કરવા જતા કોર્ટે ધસડાવું પડે છે. પરંતુ સમાજસેવકમાં સહનશીલતાનો ગુણ હોવાથી અને તેનામાં અપાર ધૈર્ય હોવાથી એ સૌ ઉપાધિઓ વેઠી લે છે. જે ગેરઇન્સાફથી ચડભડી ઉઠે તે માણસ દુન્યવી માણસ; જે અન્યાય શાંતિથી સહન કરી લે તે સાચો સમાજ-સેવક.

સ્વ પીરૂચિસ્તી જીનવાલાના અકાળ અને ખેદકારક

અવસાન નિમિત્તે જે વ્યાખ્યાનો અપાયાં અને લેખો લખાયા તે ઉપરથી તેઓ એક આદર્શ સમાજસેવિકા હતાં એવું જણાય છે. તેઓ ધનવાન હતાં પણ તેમનામાં ધનનો મદ નહોતો અને ગરીબોની સુગ નહોતી. તેઓ ઉપર યૌવન અને સૌન્દર્યની બક્ષિશ હતી પણ તેનું તેમને અભિમાન નહોતું: તેઓ કલાને વરેલાં હોવા છતાં તેમના શુદ્ધ જીવનનું ગાંભીર્ય અને સમતોલપણું ખોરવાયું નહોતું. સમાજસેવાને લગતી ખાસ તાલીમ લઇ તેને જ પોતાનું જીવનધ્યેય બનાવી તે જ ખુદાપસંદ કાર્યમાં તેઓ ઓતપ્રોત થઇ ગયાં હતાં. તેમનાં કાર્યની કદર સરકાર અને પ્રજા બન્ને તરફથી થતી, અને તેમની સમાજસેવા એટલી વખાણને પાત્ર બની કે તેમના અવસાન બાદ તેમના ભરૂચ શહેરમાં એક જાહેર શોકસભા ભરવામાં આવી, જ્યાં સ્વ. બહેનનાં રૂડાં કાર્યો સંભારી અનેક વક્તાઓએ તેમને ભવ્ય અંજલિ અર્પી. સ્વ. બહેનની ઇચ્છા હોત તો ધનદૌલતના પ્રતાપે તેમણે સુખવૈભવ ભોગવ્યાં હોત, પરંતુ તેમણે દીન, દુ:ખી, દર્દીઓનાં દુ:ખ હરવામાં, મોહતાજોની ફરિયાદો સાંભળવામાં અને ગરજાઉઓનું કામ કરી આપવામાં જ આનંદ માની લીધો. પોતે શ્રમ ખેંચી, ઉપાધિઓ વેઠી, એશઆરામનો ત્યાગ કરી, અન્યને સુખ આપવામાં જ પોતાનું સુખ માની લઇ સ્વ. બહેને જરથોસ્તી ધર્મના એક જાણીતા સોનેરી સિદ્ધાંતનું જ પાલન કર્યું હતું.

શ્રીમંત કુટુંબના બાનુઓ સ્વ. બહેન પૈરૂચિસ્તીના પવિત્ર જીવનનો દાખલો લઇ યથાશક્તિ સેવાધર્મ સ્વીકારે એમ આપણે ઇચ્છીશું. ધનવાન બાનુઓની ફરિયાદ છે કે એમને એવું કાંઈપણ કરવાની બિલકુલ ફુરસત જ રહેતી નથી.

તેમનું કહેવું પણ ખરું છે. સવારે બહુ મોડેથી ઉઠવું, "શૉપિંગે" જવું, આરામખુરસી ઉપર પડી નવલકથાઓ વાંચવી, મિત્રમંડળમાં તડાકા મારવા ઉતરી પડવું, ચાલુ સિનેમા જોવા, નટીઓના વાળ, પોશાક કે હાવભાવની નકલ કરવી, અવાર નવાર ખાણા ઉપર જવું કે બીજાને નોતરવા, "રેસકોર્સ" ઉપર જઈ ખુલ્લી રીતે અથવા કલબમાં જઈ પાના દ્વારા જુગાર રમવો, અથવા વાંધાભરી યુરોપિયન પદ્ધતિ પ્રમાણે મોડી રાત સુધી "ડાન્સિંગ" કરવું, એટલે નવરાશ પણ કયાથી હોય? પરંતુ જો રોજના આવાં ફજુલ લફરાઓ ન હોય તો પોતાના ધનને પ્રતાપે અને બાળબચ્ચાંને જોનારી આયા દાયાઓ હોવાથી અને ઘરકામ ઉપાડનાર નોકરનફર, બૉયબટલર, માળીશૉફરની ફોજ હોવાથી તો ખરું જોતા એ શ્રીમંત બાનુઓને પુષ્કળ ફુરસત મળી શકે, અને એ ફુરસતનો જો તેઓ સદ્‌ઉપયોગ કરવા માગે તો કોમ અને સમાજની તેઓ સુંદર સેવા બજાવી શકે સેવાકાર્ય કરવાની જો ધગશ જ હોય અને સમાજસેવા અથવા કોમસેવા ઉપાડવાની જો તીવ્ર ઈચ્છા જ હોય, તો ખાસ કરીને ધનવાન ભાઈઓ કે બહેનોને આ દિશામા પુષ્કળ સવળીતા રહે છે શ્રીમંત બાનુઓ સ્વ. બહેન પીરૂચિસ્તીનું અનુકરણ કરી ગરીબોના આશિષ લઈ પોતાનું જીવન ધન્ય કરે એવી આપણી આશા છે.

સ્વ બહેન પીરૂચિસ્તી કલાનો બહુ શોખ ધરાવતા હતા, અને સંગીત અને દેશી નૃત્યનું ઉચ્ચ જ્ઞાન તે તે વિષયોના નિષ્ણાતો પાસે તેઓએ સંપાદન કર્યું હતું. પરંતુ આ કલાપ્રેમ તેમણે પવિત્રતાને પથે વ્યક્ત કર્યો હતો. શુદ્ધતા અને પવિત્રતા જ

જે સર્વોપરીપણુ ભોગવે તો તેમા જગતનુ કલ્યાણ છે કલા ગમે એવી મોહક હોય, ગમે એવા રસ, આનદ અને સૌન્દર્યને તે ઉત્પન્ન કરનારી હોય પરંતુ તે જો મલિન વિચારો કે લાગણીઓને ઉત્તેજનારી હોય તો તે કલા તેના કલાકારનુ અને તેનો ઉપભોગ કરનાર બધાનુ અધ પતન લાવી નાખે છે જેનુ જીવન જ સુદર છે તે જ જગતના સાચા સૌન્દર્યનુ પાન કરી શકે છે ખાખરની ખિસોડી સાકરનો સ્વાદ માણી શકતી નથી તેમ એક દુરાચરણી માણસ કલાની સારી તાલીમ લેવા છતા કલાનો આત્મા જાણી શકતો નથી અને સસ્કારી સમાજને ઉપકારક થાય એવી સાચી રસનિષ્પત્તિ કરી શકતો પણ નથી કોઈપણ કલ્યાણકારી પ્રવૃત્તિ માટે સાત્વિક જીવનની જરૂર છે "રસિકતા" અને "જીવનના ઉલ્લાસ" ને નામે અનાચારને પોષે એવી કલા સમાજના શાણા વર્ગના હૃદયને સ્પર્શતી નથી

સ્વ બહેન પૌરૂચિસ્તી સાથે મને બિલકુલ પરિચય નહોતો, તે છતા ૧૯૪૭ના છેલ્લા દિવસોમા સુરતમા "પારસી પરિષદ" ભરાઈ હતી ત્યારે એમના શ્રેષ્ઠ સગીત અને દેશી નૃત્યનો અનુભવ કરવાનુ મને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયુ હતુ સ્વ બહેનનુ મુખ મને આજે ધ્યાનમા રહ્યુ નથી, પરતુ ભરૂચવાસી બહેનોના સગીત અને નૃત્યના ભેગા સહકાર વડે અતિ મધુર કઠે તેઓએ ગાએલી એક પક્તિ—"સ્વર્ગની પરી–અમે સ્વર્ગની પરી"—હજુ મારા સ્મરણમા તરી આવે છે આજે એ બહેન હયાત નથી, છતા એક મનોરજક રાગિણીના સ્વરૂપે તેઓ મારા અને તેમના અનેક શ્રોતાઓના મનમા વસે છે, પરતુ પોતાની સેવાના પ્રતાપે તો તેઓએ હજારોના હૃદયમા કાયમનુ

સ્થાન જમાવ્યું છે. જાણે સ્વામી બ્રહ્માનંદજીની નીચે લખેલી પંક્તિઓ ગાતાં ગાતાં સ્વ. બહેન અમારી દૃષ્ટિએથી વિલીન થઇ પ્રભુદર્શન પામવા સ્વર્ગે સંચરતાં હોય એવી મને આજે કલ્પના થાય છેઃ–

"પિલાદે પ્રેમકા પ્યાલા પ્રભુદર્શન પિયાસી હું.
છોડ કર ભોગ દુનિયા કે યોગ કે પંથમેં આઇ,
તેરે દીદાર કે કારણ ફિરૂં બન બન ઉદાસી હું: પિલાદે

ન જાનું ધ્યાન કા ધરના, ન કરના જ્ઞાન ચરચા કા,
નહીં તપ યોગ હય કેવલ તેરે ચરણોંકી દાસી હું: પિલાદે

ન દેખો દોષ કો મેરે, દયાકી ફેર દૃષ્ટિ કો,
ન દુજા આશરા મુજકો, તેરે દરકી નિવાસી હું: પિલાદે."

આટલા અલ્પ આયુષ્યમાં જ બહેન પૌરુચિસ્ની એક ઝાલિમ દર્દના ભોગ બની ઇશ્વરધામનિવાસી બન્યાં તેથી સૌને ભારે આઘાત થાય એ સ્વાભાવિક છે. મોતના ગજબનાક ફટકા આગળ પંડિતો અને જ્ઞાનીઓ પણ સાવ સામાન્ય કોટિના ઇનસાનો બની જાય છે. એવાઓને પણ પ્રભુના ન્યાયમાં શંકા પડે એવું આ આફતકારક મૃત્યુ હતું. પરંતુ મર્યાદિત સાધનો અને અલ્પબુદ્ધિ વડે આપણાથી એનો ભેદ કળી શકાય એમ નથી ઇશ્વિરેચ્છામાં અડગ શ્રદ્ધા અને એકનિષ્ઠ ભક્તિ વડેજ આ મહાદુઃખમાં ડુબેલાઓ સાચું આશ્વાસન મેળવી શકે. સ્વ. બહેનના જીવનની ખરી મહત્તા તેનાં વર્ષોની સંખ્યાથી નહિ પણ તેમાં તેઓએ કરેલાં કાર્યોની ઉત્કૃષ્ટતાથી મપાવી જોઇએ. એક પુષ્પનું જીવન માત્ર ચોવીસ કલાકનું જ હોવા છતાં, અને તેને માત્ર હવા, પાણી

અને માટીનું જ પોષણ મળેલું હોવા છતાં તે જગતને ટુંક સમયમાં પોતાના રંગ, રૂપ, સૌન્દર્ય અને સુગંધથી રસબસ કરી દે છે. ઘોર અંધારી રાત્રિની કાંઈ કીમત નથી: કીંમત તો છે તેમાં ઝબુકતી એકાદ વીજળીની, જે ક્ષણભર અજવાળાં પાથરે છે, ઉત્સાહ રેડે છે, આનંદ ફેલાવે છે અને તત્કાળ વ્યોમમાં વિલીન થઈ જાય છે. સ્વ. બહેન પૌરૂચિસ્તીના જીવનની કસોટી તેની લંબાઈથી નહિ પણ તેઓની નિષ્કામ સમાજ સેવાથી, તેમની દયાળુ પ્રકૃતિથી, તેમના પરોપકારથી, અને સાચી કલા-દ્વારા તેમણે પાંથરેલાં અજવાળાં, રેડેલા ઉત્સાહ અને ફેલાવેલા આનંદ અને સુગંધથી થવી જોઇએ. પુષ્પસમાન જીવન જીવી ગએલાં આ અમો બહેનનો વિચાર કરતાં આંગ્લ કવિ શેલીની નીચલી પંક્તિઓનું સ્મરણ થાય છેઃ—

"Music, when soft voices die,
Vibrates in the memory—
Odours, when sweet violets sicken,
Live within the sense they quicken."



## ૬

## પ્રિય પૌરૂચિસ્તીને અર્પણ

રચનાર (ફોઇ) દીના જમશેદ ગંભીર

ઓ ખુદા આ તે કેવો ગજબ?
બન્યા દુખી ને થયા અજબ!
રાજ તારૂં ઈન્સાફી ને દયાળુ તું કહેવાય,
ત્યાં જમડાની નિર્દયતા કેમ સહેવાય?

ઉપયોગી નેક જીવને ઉપાડી જાય
ઈનાજો ને કોધીશો ફોકટ થાય
આધીન તારા હુકમને નમાવીએ સર,
થજે તું મદદગાર અમારો દાદગર

જમશેદી નવરોઝે જન્મ થયો
સર્વના આનંદનો પાર ન રહ્યો
બારમો એમાલનું યઝદેઝર્દી સાલ
વરસ પુરા થયા છ આશીમ હાય

ફરી પધારેલી જોઇ થયું દિલ શાદ,
ખોએલી મુજ માદરને મુદત વીત્યા બાદ.
અપાયું તુજને તેજ મધુર નામ,
દીપાવ્યું તેને આ જગે મુકામ.

પૌરૂ એટલે ઘણું ચિન્તી એટલે જ્ઞાન,
કહે છે એમ અવસ્તા ગુબાન.
માદર બી તુજ, દુખ્તર બી તુંજ,
પોકારી કહ્યું જીગરે મુજ.

પનોતો પૂત પારણેથી જણાય,
બેટી મારી ચંચળ ને દયાળુ ગણાય.
શાળામાંથી ઈનામો લાવે જીતી.
મેળવે સૌના વખાણુ ને પ્રીતિ.

અંગ્રેજીમાં ચઢતા માર્કસથી મેટ્રિક પાસ કીધી,
યુનીવર્સીટીની પારસી છોડી હરાવી દીધી.
ખોળામાં ખેલેલી બાળકી તરુણી બની,
અણીઆળી નખરાળી શોભીતી ઘણી.

માતાએ મૂક્યું માથે સાડીનું તાજ,
સોપીશાણી બેટીને કુળની લાજ.
બાગમાં પમરતા ઘણાં મોઘેરાં,
ઘર દીપાવતાં હતાં ત્રણે મોંઘેરા.

આભારથી હું કાવ્યુ નમનથી સગ,
મદદગાર થજે આ ત્રણુનો દાદગર
પ્રશંસાપાત્ર દરેક દિશામાં ઝીપલાવી,
સંગીત સાથ નૃત્યકળાની માહિતી અપનાવી

જધઈ મોટા બાવાજીની કાળજી કરતી,
સંગીત ને વાતોથી તેમને રીઝવતી
સહાય તેમને થઇ કીધી બાગબાની,
ઉલટથી કીધી ઓરવગેની પાસબાની

કોલેજમા જોડાવા બેટી મુબઇ સીધારી,
રૂડુ જ્ઞાન ને અભ્યાસ વધારી
બી એ પરીક્ષામા ઝટ પસાર થયા,
મુજ ચશ્મે હરખના અશ્રુ વહ્યા

દોડી ગઇ આપવા મુબારકબાદી,
પ્રભુ તુ દેખાડજે દીકરીની શાદી
પણ ના, કુદરતે કીધુ'તુ જુદુ જ નિર્માણ
બેઞીએ લીધુ'તુ જુદુ જ પ્રમાણ

સોશિયલ વર્ક કરી તાતાનો ડીપલોમા લેવા,
કસદ કીધો કરવા હાજતમદોની સેવા
તન, મન, ધનથી ખિદમત કીધી,
હજારો હાજતમદોની દાદ લીધી

બિમારીને આરોગ્ય આરામ આપી,
સુખ શાંતિ ને સગવડ સર્વત્ર સ્થાપી.
સ્થાપના બાળ મંદિરની કરાવી,
ભરૂચ શહેરની ગરજ સરાવી.

એકાએક સૌ થયાં હરણફાળ,
થયાં ગમગીન જ્યાં હતાં ખુશાલ.
જીવલેણ દરદ લાગુ પડયું,
મુજ મધુરીને દુઃખ જ વધ્યું.

કેનસર તરીકે તબીબોએ જાણી,
વાઢકાપની અગત્યતા પિછાણી.
હકીમોની ગોતી ફોકટ ગઈ,
અસર એલોપથીની નહિ થઈ.

ફોકટ ગઈ હોમિયોપથી તમામ,
વિલાયતની ડીપથેરેપથી થઈ નકામ.
ઉપાય એનો કોઈએ શોધ્યો નથી,
અટકાવ એનો કોઈને જડયો નથી.

નાબૂદ થજો એનું નામનિશાન,
લીધા છે કંઈકોના કિંમતી જાન.
તેરસો ઓગણીસનું સાલ યઝદેઝર્દી,
તારી પણ આખરી આવી જલદી.

માદ       આદર       ને       રોજે       રામ,
પામી       તું       તો       બહેશ્ત       મુકામ.
રડે       છે       ઘેર,       શહેર       અને       ગામ,
જણાય       છે       ખોટ       તારી       હામેહામ.

ઓ વહાલી મીઠ્ઠી મધુર પૌરચિસ્તી,
કેવી       નેક       ને       દયાળુ       તું       હતી.
કદી ભુલાશે નહિ તારી મધુરી યાદ,
હોજો       તારાં       અશો       રૂહ       શાદ.

વહાલી ઓ મેહરે, તુંને ભુલ્યાં નથી જરી,
આગાહી       તારી       સાચીજ       ઠરી.
નણંદ બોજાઈ સંપે સ્વર્ગે સીધાર્યાં,
દુ:ખી       ને       ગમગીન       સર્વે       થાયાં.

લખે       છે       આ       બેઠી       બેઠી       રોઇ,
હરદમ તને યાદ કરતી દીના કોઇ.



# 7

# Prochee-An Unassuming Social Worker

By: **Shri L. R. Dalal, I. C. S.**

The old city of Broach was in mourning on the 21st May 1950: the waters of the holy river Narmada were flowing as usual, but it seemed, as if with a sorrow. Everyone - big and small, aged and young, rich and poor - throughout Broach District was stunned. News had just reached from Bombay that the best daughter Broach ever presented, Miss Paooruchisti F. Ginwalla - Prochee to me and a few intimate friends - had died of cancer in Bombay on that day It was exactly two years before the sad incident that I came to know Prochee. She was at that time a vivacious girl, bursting with health and spirits, chirping like a bird, hardly aware of the great task she was to do in the course of the next year and also of the great tra-

gedy that awaited her family two years thence. A graduate of Bombay University who had also taken Diploma in Social Services at the Tata Institute, she had buried herself in the small town of Broach to be of help to the people there, especially the poorest. She lived only for a mission in her life-a mission for doing good to all. It seems she had been sent by God for this purpose. She was eminently fit for it too. Very few excelled or could be compared with her charms, both of body and mind. Born in a rich family, she devoted all her resources of mind, body and wealth for the single aim of serving humanity.

She was the life and soul of the Bal Mandir which she was running on Montessorie lines. It was she who had succeeded in starting it and it was her genius that kept it going. Every morning at 8-30 she was there in the school to see that the children had the advantage of her abilities and her playful temperament. It was not merely by way of routine that she was going to the school and looking after it, but she had a real zest and desire to develop their latent abilities. Not only the children of the rich were looked after by her, but the children of the poor were liked by her with a tender affection. The Remand Home of Broach was especially her concern. Children whom society

had thrown away anxiously looked to her as if to a mother, and they looked not in vain. I have so often seen her calling children to her own bungalow, feeding them and playing with them. I always wondered at that time at the deep springs of maternal love flowing in the bosom of this young girl, and always breathed with gratitude the lovely atmosphere she effused in her bungalow on those Wednesday evenings. It was her solicitude for the children which inspired me to start two new Remand Homes in Broach District - those at Jambusar and Rajpipla. Her address at the opening of the Rajpipla Remand Home will always be recalled by all those who had the fortune of hearing from her lips an expression of humanity calling upon all persons to do some thing for the unfortunate children of Rajpipla.

These activities of hers were, however, only a preparation for the great task which she was to fulfil during the year 1948-49 for Broach District, one of the worst years in the history of Gujarat. Famine had seized the Garden of Gujarat. The situation in Broach was especially critical-starvation, poverty and misery stared us in the face. For all of us a call came and the call was answered. Every relief was organised and efficiency in distribution of relief to men and cattle reached a point

which has been seldom recorded in the annals of any famine in this country. Non-officials also did their best but none could excel, none could ever go so near the affected as Prochee. Actively connected with the All India Women's Conference, she was given the work of distribution of tablets, milk and milk products. She herself organised relief in such a way that all things reached only the needy persons without any loss in transit. In those days, I had the fortune to be the Collector of Broach and of taking decisions affecting famine single-handed. Shri T. D. Desai, Executive Engineer was always with me when we used to go out in villages almost every day. Every one was, however, surprised to *find not only the Collector and the Executive* Engineer going to villages in the Government jeep, but to witness a third person also, Prochee, with them in the jeep. A large number of famine camps were established in Broach District. Besides official relief to the inmates of the famine camps, it was Prochee who supplied motherly and personal *touch to those inmates. Wherever we went, she* was always there with some suggestions to improve the lot of the famine-stricken people. I can say with the least hesitation that I leaned on Prochee entirely for a great part of the non-official relief that was distributed Rarely could I find any thing

wrong with her suggestions which were immediately accepted by us. The greatest task which she undertook and carried out so successfully was the distribution of clothing to the famine-stricken people. Thanks to a generous grant by Shri A. U Botawalla that supplemented the Government grant and other private donations, we could distribute a large amount of clothing to the affected persons Occupied as I was with other aspects of famine relief, I entrusted the work fully to the care of Prochee She used to collect bales of cloth from the Textile section, organised a band of voluntary works, employed a large number of tailors, herself prepared several articles of different sizes, packed them up and went herself to distribute them to the villagers in their villages All this work was done by her willingly and cheefully during the hot season of April and May, when the temperature was rarely less than 115°! Several of those who were assisting her in this work could with difficulty stand the rigours of the climate and had to drop out But Prochee never failed It has still remained a problem for me, whence she got that extraordinary energy which enabled her to work so hard during those critical days. Broach will always remain grateful for the part played by her during its worst days of famine.

She had every thing one can desire in this life She had beauty, she had money and she had education She was a first class singer and a first class musician Her voice was one of the sweetest I have ever heard Several times on the bank of the Narmada were we treated by her with delightful music. What surprised every one of us was her absolutely unassuming nature as a social worker in Broach who could achieve in a single year what a band of social workers could not achieve in their life-time.

Her courage and cheerful temperament were of course well-known to us who were intimate with her but Prochee simply excelled herself during her last months. She was intensely suffering as a result of cancer and the several operations which she had undergone Not once did I see her revealing any signs of pain. She was always smiling and bore her Cross with unique courage. She had performed the mission ordained for her by Almighty and she went back to her allotted place in Heaven completely at peace with God and men



# ૮

## ભરૂચનાં જાણીતાં પારસી બાનુ સોશીઅલ વર્કરનું મરણ

### મરહુમ મીસ પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાલાએ કરેલી સુંદર સમાજસેવા

અત્રેના જાણીતા સોશીયલ વરકર મીસ પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાલા બી એ ના મુબઈમા થયેલા દિલગીરીભર્યા મરણની ખબર કાલે બપોરે અહી મળતા અત્રેની અ જુમનમા શોક તથા ગમગીનીની લાગણી ફેલાઇ છે મીસ પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાલા આજે થોડા મહિના થયા કેનસરના દરદથી પીડાતા હતા ટ્રીટમેન્ટને માટે તેવણ યુરોપના જુદા જુદા દેશોમા પણ જઈ આવ્યા પણ કેનસરના જાલીમ દરદે તેમનો જીવ અ તે લીધો છે

મીસ પૌરૂચિસ્તી ફ જીનવાલા, માયાળુ, વિવેકી તથા ઘણા ઉપયોગી સમાજસેવક હતા ભરૂચમા મોન્ટીસરી સ્કુલ સ્થાપવામા એઓએ ઘણો અગત્યનો ભાગ લીધો હતો એઓની ખ ત અને કાળજીથી અત્રે મોન્ટીસરી સ્કુલ સ્થાપવામા આવી હતી

એઓ છેલ્લી ઘડી સુધી પોતાની પ્યારી સ્કુલના કામમાં રસ તથા ઉત્સાહ લેતાં હતાં. સમાજસેવા કરનારાં અનેનાં ઘણાં મંડળના એઓ સભાસદ હતાં અને તેમાં ઘણો આગેવાનીભરેલો ભાગ લેતાં હતાં. જો કે પોતે તવંગર કુટુંબમાં જન્મેલાં તથા ઉછરેલાં હતાં, છતાં એમનામાં જરા પણ મગરૂરી તથા અભિમાન ન હતું. ગરીબો તથા તેમનાં બચ્ચાંઓ તરફ બહુ માયા તથા મહોબતથી વર્તતાં હતાં.

જનસમાજને એવું ભલું તથા ઉપયોગી જીવન ભરજુવાન ઉમ્મરે ન ધારેલું ખતમ થઈ ગયું એ ઘણી કમનસીબીની વાત છે. પાક પરવરદેગાર એમના આત્માને બીજી જહાનમાં અમર શાંતિ બક્ષો એવી પ્રાર્થના છે.

[ જામે જમશેદ ]



## ૯

# સ્વ. પૌરૂચિસ્તીને અંજલી

અર્પનાર: ગુલબાનુ પેસ્તનશાહ જંબુસરવાલા

અકાલે ગયલી પ્યારી બેટી, તું કેમે ભૂલી શકાય?
સૌ જનો તુંને હેતથી યાદ કરતાં જાય
લખનાર તુંને ઉત્તમ ગરોયમાન, બહેસ્ત ન્હાય,
જે આત્મિક અવાજ મીનોઈમા, તુંને અર્પણ થાય

સૌની પ્યારી બેટી અકાળે,
તું તકલીદી જગમાથી વિદાય થઈ,
દિવ્ય પ્રકાશિત ધામમા, તું તો જઈને રહી
અમર ભાવના સફળ કરવા, અમર ધામમા તુ ગઈ,
ભરૂચ શહેરને ખરે જ ઝળકાવીને, દીપાવી ગઈ.

શહેરની ગલીએ ગલી, તુજ નામની પુકાર થઈ,
એવી ઝળકતી બેટી તુ "પૌરૂચિસ્તી છનવાલી થઈ"
ઊંચ નીચ ને એક સરખું સ્થાન, દઈને તુ રહી,
છવી થોડું પણ કામ ઘણું, બજાવીને ગઈ

શહેરની કેટલી સંસ્થાઓ, તું ગોભાવી ગઈ,
બાળમંદિરની સ્થાપના પણ તારી,
ઉમંગી સેવાથીજ થઈ.
સેવાભાવી જીવન ખરે જ તું, ગુજારીને ગઈ,
ખરી સેવા તે તુજની પ્યારી, માતાની કરી ગઈ
"મા" કાજે તું નમૂનેદાર, શાણી બેટી તુ પૂરવાર થઈ,
જેનું હિત સદા હૈડે સમાવી, તારા જીવનમા તું રહી
કુટુંબની મગરૂરી મિસાલની, ઝળકતી બેટી તું થઈ,
સફળ તારી જીંદગી, અને જગમાં થઈને રહી
માત પિતા કુટુંબ કાજે,
જુદાઈનો કારી જખમ મૂકી ગઈ,
કિસ્મતના લેખની, એ પૂરવારી થઈ
લખનાર કાજે પણ, કિસ્મતની વાતો થઈ તે રહી,
લલાટના લેખથી,
તેની પણ અણમોલ ચીજ લુટાઇ ગઇ.
પળવારમાં સોહાગણ નાર, વિધવા થઈને રહી,
તકદીરના લેખની કપરી કસોટી, દેખાઈ ગઇ
પ્યારી બેટી તું તો બહેસ્તના, બાગમા ફરતી થઈ,
સચમુચે ફૂલોની ફૂલવાડીમા,
રમતી મુજને દેખાઈ ગઈ.
તારી સેવાની મીઠી યાદ, સૌના હૃદયે જળવાઈ રહી,
તારી અશો યાદને,
આજે લેખ દ્વારા લીટીઓ અર્પણ થઈ

# ૧૦

## શુદ્ધ સેવાભાવી બહેન

### લેખિકા જ્યોત્સ્ના શુકલ

તા ૨૩મી મેના છાપાઓએ એક આઘાતજનક સમાચાર આપ્યા લાંબા વખતથી બહેન પૌરૂચિસ્તી જીનવાળા ગંભીર બિમારી ભોગવતા હતા, પરંતુ આટલા જલ્દી એ આ દુનિયા છોડી જશે એ માનવામાં આવે એવું નહોતું એમના અવસાનથી માત્ર ભરૂચે જ નહી પણ આખા ગૂજરાતે એક શુદ્ધ સેવાભાવનાને વરેલા સ્ત્રી કાર્યકર્તા ગુમાવ્યા છે એ વિષે બે મત નથી જાહેરાત, માનઅપમાન, પક્ષાપક્ષી, મારૂં તારૂં, લાગવગ, સત્તા કે હોદ્દો એ બધાથી પર રહીને કેવળ માનવતાની દ્રષ્ટિએ સ્ત્રીબાળકોના સેવાકાર્યમાં જીવન સમર્પણ કરીને કાર્ય કરનારા આવા બહેનો ગૂજરાતમાં દુર્લભ છે પાંચ વર્ષ પર શ્રી મૃદુલા સારાભાઈએ ભરૂચમાં મને એમનો પરિચય કરાવ્યો ત્યારથી એમના આ પ્રકારના વ્યક્તિત્વની છાપ મારા દિલ પર પડી હતી અને જેમ જેમ નિકટ પરિચય થતો ગયો તેમ તેમ એમની આ કર્તવ્યશકિત અને નિર્લેપ સેવાભાવના માટે આદર વધતો જતો

હતો. વૈભવમાં અને લાલનપાલનમાં ઉછરેલા અને અતિ નાજુક પ્રકૃતિવાળાં હોવા છતાં આ કામ થાય અને આ ન થાય એવો ભેદ એમણે કદી રાખ્યો નહોતો. નેતા થવાની હોંશવાળા તો ઘણાં હોય છે, પણ બ્હેન પીરૂચિન્તી ઉચ્ચ પ્રકારનું શિક્ષણ પામેલાં, વૈભવમાં ઝૂલતા અને શકિતશાળી હોવા છતા સદાય સૈનિક તરીકે ખડે પગે કામ કરવા તૈયાર રહેતાં હતા અને એ જ એમના ગુણને લીધે એઓ સર્વત્ર સ્વજન જેવા પ્રિય થઇ પડયાં હતાં

ગૂજરાત શાખા માટે એમણે જે કર્યું છે એ કદી ભૂલી શકાય એમ નથી અને ગૂજરાત શાખાને પડેલી એમની ખોટ કોણ કયારે પુરી શકશે એ તો કોણ જાણે? એમની એ કર્તવ્ય ભાવના આપણે પણ આપણા કાર્યમાં ઉતારવાનો પ્રયત્ન કરીએ એ સિવાય બીજું કશું કરવાનું આપણી પાસે રહેતું નથી

એમના કુટુંબીજનો પર આવી પડેલી આ દારૂણ આફત પ્રત્યે અમે સહાનુભૂતિ દર્શાવીએ છીએ અને ઇશ્વર એમના આત્માને પરમ શાન્તિ અર્પે એવી પ્રાર્થના કરીએ છીએ,

[નવયુગ]



## ૧૧

## સ્વ. પૌરૂચિસ્તીને અંજલી

રચનાર: મધુ ર. ચાંપાનેરીઆ

સ્વર્ગતણી કો શાપિત કન્યા, ઉતરી'તી આ અવનીમંચ,
કાર્ય નિજ પૂરૂં કરીને છોડી ચાલી એ સ્વર્ગની વાટ.
હસતું કુસુમસમ મુખ સદા, અને સહુને હસાવતું,
પવિત્રતાની મૂર્તિસમી તું ગઈ પૌરૂચિસ્તી સદા.
ઉદારતાની તું જ દેવી ગરીબ તણી તું પાલનહાર,
માયાળુતા દેખી તારી તુલના કરૂં હું કોની સાથ?
સેવાનું ધ્યેય જીવનમાં સદા રાખી નયન સામે,
ન જોયાં રાત-દિન કાંઇ ન જોયાં ટાઢ ને તડકા.
સૌંદર્યની દેવી સમી તુ, નીરખતી સૌંદર્યો સર્વેમાં,
કળાની ઓ પૂજારણ તું ગઇ શિખરે સદા એના.
ન જોયા રાય કે રંકો, સહુને તુ સદા ચાહતી,
ખરે દૈવી પ્રેમથી તારા, મળી ગઈ તને અમર નામના.
પ્રભુને એજ પ્રાર્થું છું. મળો આત્માને તવ શાંતિ,
મળો સૌને સહનશકિત તુજ કરૂણ વિયોગ સહેવા.
અને ગ્રહી ધ્યેય સેવાનુ અમારા નિત્ય જીવનમા,
ગણીને પ્રાણ પ્યારૂં તવ, અપૂર્ણ કાર્ય પૂરૂં કરીએ.

[ નવયુગ

# ૧૨

## થોડું યાદ રાખવાજોગ

લેખિકા દીના જમશેદ ગંભીર

૧ ખુદાતાલા પર ખરા અંતઃકરણની ફીદાગીરી રાખી સંપૂર્ણ વિશ્વાસ રાખવો. ખાખી ઇન્સાન માટે તેમ કરતા કદાચ બેદીલી, દગો કે બેપરવાહી જોવાશે. છતા સુખમા કે દુખમા તેને એક સરખો યાદ કરવો અને ખરા દિલથી ભજવો.

"દુખમે હરિકો સબ ભજે, સુખમે ભજે ન કોય,

જો સુખમે હરિકો ભજે, તો દુખ કાહેકો હોય?"

૨ ધર્મને સત યત્નથી પાળજો, તેનું રક્ષણ કરજો. ધર્મ અભ્યાસી થજો. બીજા ધર્મના રીતરિવાજ પાળવામા સહેલા અને ઝટ સુખ લાવી આપનાર દેખાય છતા તમારું ભલું જાણીને જ તે સાહેબે તમોને માફક આવતા ધર્મમા જન્મ દીધો છે, માટે જ તેનો ત્યાગ હરગીજ કરશો નહિ. ધર્મ એટલે ફાયદો તેમ કાયદો તેટલો ફાયદો.

૩. બંદગીની અસર બહુ બળવાન છે. તે એક નફાકારક વેપાર છે માટે તેમાં યાહોમ ઝીપલાવવા કચાશ કરશો નહિ. અર્થ સમજવા વગર કીધેલી બંદગી પણ, ખરા ભાવની હોય તો સારૂં જ પરિણામ લાવશે. બંદગીમા તે કિરતારે માણસ જાતના સુખને ખાતર પેદાકીધેલી સુંદર અને ઉપયોગી અગણિત વસ્તુઓ માટે વખાણ અને ઉપકારના ઉભરા સિવાય બીજું કશું હેતુ નથી. ચોવીસ કલાકમાં થોડો વખત પણ બંદગી માટે ફાજલ ન પાડીએ તો ખરે જ નગુણા કહેવાઇએ.

૪. અંતરના અવાજને ધ્યાનથી સાભળી તે ઉપર અમલ કરવાની ચાલુ કોશીશ કરવી, બલ્કે તેવી ટેવ પાડવી. ખુદને ઓળખતો રહી જેવાં ભીતરમા હોઇએ તેવા જ બહારથી પણ દેખાવાની કોશીશ કરવી

૫ મનના ચપલ ને ચ ચળ ઘોડાને કાબૂમા રાખી તેને સાગ રસ્તા પર દોડાવતા રહેજો ભળતા માર્ગે ઉતરી પડતા તે ખરાબીની ખાઇમા જ ગબડાવી દેશે ચાલુ ઉદ્યમી રહેવાથી જરૂર મદદ ને ફત્તેહ મળશે.

૬. થોડુ બોલવુ અને ઘણુ સાભળવું એ સોનેરી શીખ છે ત્રણ તસુનો માસનો ટૂકડો જે જીભ, તેને કાબૂમા રાખવી બહુ કઠણ છે, છતા બોલવા અગાઉ બે વાર વિચાર કરજો. માત્ર જરૂરજોગાં, વાજબી અને સત્ય વચનો ઉચ્ચારજો. સચ્ચાઇની જ સોડ સાધી દરેક કામમા પ્રમાણિકપણુ જાળવવુ. કોઇની પણ પીઠ પાછળ ભૂંડું બોલશો ના

૭. ગુસ્સાને ગળી જવો. બોલવું સહેલ છે, બજાવવું મુશ્કેલ છે. ખાસ કરી ભલાઇના બદલામાં ત્રાસ વેઠતાં ને નુકસાની ખમતી વેળા ધીરજની કઠણ કસોટી થાય છે.

૮. સૌથી ઉત્તમ સખાવત ક્ષમા છે; અને તે પૂર જુસ્થી બક્ષજો. કારણ તે દયાળુ સાહેબ આપણુને હરપળે નાના મોટા કસૂર માટે ક્ષમા આપે છે

૯. નમનતાઈ અને સભ્યતાનો સદ્‌ગુણ ખીલવતા રહેવું. એનાથી શોભા અને કીર્તિમાં વધારો થશે, "નમનતાઈનું નીચાણ કબૂલ કરવે મોટાઈના ઉંચાણે ચઢાય છે."

૧૦. કરજનું કરજ અદા કરવામાં ઢીલ કરશો ના. કોઈ પણ તેમાંથી છટકી શકતું નથી, તેજ મુજબ વખતની કિંમત પણ બરાબર આકજો ને ગયલો વખત પાછો આવતો નથી તે લક્ષમાં રાખી જો કાંઈ ભલું કરવાનું હોય તે ઢીલમા રાખશો ના.

૧૧. કરકસર અને સાદાઈમાં રહેવાથી સુખ શાંતિ મેળવી શકાશે. આવક અને ખર્ચનો હિસાબ રાખી સમતોલપણું જાળવજો.

૧૨. અને છેલ્લે, (last but not the least) તમારા પાપ પુણ્યનું સરવાયું પણ રોજ દિવસ પૂરો થતાં તપાસતાં રહેવું. કશી પણ ભલાઈ યા કોઇની પણ સેવા કરવા વગર પસાર કીધેલો દિવસ નકામો ને કંગાળ ગણજો. પાક પરવરદેગાર સર્વને નેક બુદ્ધિ બક્ષે.

# ૧૩

## ભરૂચનાં સેવાભાવી સ્ત્રીકાર્યકર કુમારી જીનવાલાનું અવસાન

ભરૂચનાં યુવાન સ્ત્રીકાર્યકર મીસ પૈરૂચિસ્તી ફરદુનજી જીનવાલાનું ૨૮ વર્ષની નાની વયે મુંબઇમાં દુઃખદ અવસાન થયું છે. મીસ પૈરૂચિસ્તીએ મુંબઈ વિદ્યાપીઠની ગ્રેજ્યુએટની પરીક્ષા પસાર કરી તાતા ઇન્સ્ટીટયુટનો સોસ્યોલોજીનો અભ્યાસ પૂરો કરી ભરૂચ શહેરની અનેકવિધ સેવા કરી હતી. સ્ત્રીસંસ્થાના મંત્રીપદેથી તેમણે એક આદર્શ બાળ મંદિર સ્થાપ્યુ અને ગયે વરસે દુષ્કાળ વખતે ગ્રામ્ય વિસ્તારોમાં ઘૂમી દુષ્કાળ-પીડિતોને રાહત આપવામાં સારી મદદ કરી હતી. તેઓ રીમાન્ડ હોમના પણ એક અગ્રગણ્ય કાર્યકર્તા હતાં. શ્રીમંત હોવા છતાં તેમની સાદાઇ નમૂનારૂપ હતી. ભરૂચ મ્યુ. સ્કુલ બોર્ડના સભ્યપદે તેમ જ ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે પણ સરકારે એમની નિમણૂક કરી હતી. એમના અવસાનથી ભરૂચને સ્ત્રીકાર્યકરની ખોટ પડી છે. પ્રભુ એમના આત્માને શાંતિ આપે.

બુધવાર તા ૨૪મીએ સાંજે ૬ વાગે ભરૂચા હોલમાં કુ. પૈરૂચિસ્તી ફરદુનજી જીનવાલાના અકાળ અવસાન અંગે શોક

વ્યક્ત કરવા ભરૂચના શહેરીઓની જાહેર સભા ભરૂચની સ્ત્રી સંસ્થાના આશ્રયે રાખવામાં આવી છે.

[પ્રતાપ]

# ૧૪

## અખિલ હિંદ મહિલા પરિષદની શાખાનો ઠરાવ

બીજાં શાખા પ્રતિનિધિ શ્રી. કુસુમબહેન દેસાઈએ પાછલી કાર્યવાહી વાંચી સંભળાવી હતી અને તે મંજૂર રાખવામાં આવી હતી. એ પછી આપણી શાખાનાં ઉત્સાહી માજી મંત્રી અને સૌ કોઈનાં માનીતાં કાર્યકર્તા બહેન પીરુચિમ્ની છનવાલાના અકાળ અવસાન માટે પ્રમુખસ્થાનેથી નીચેનો ઠરાવ મૂકવામાં આવ્યો હતો, જે બધાંએ ઊભા થઈને બે મિનિટ શાંતિ જાળવીને પસાર કર્યો હતો.

ઠરાવ

"ગુજરાત શાખાનાં એક વખતનાં મંત્રી અને ભરૂચનાં ઉત્સાહી કાર્યકર્તા શ્રી. પીરુચિમ્ની છનવાલાના અકાળ અવસાન માટે આ સભા ઊંડા શોકની લાગણી અનુભવે છે અને એમના અવસાનથી માત્ર ભરૂચને જ નહિ, પણ આખા ગુજરાતને

એક સેવાભાવી અને ઉત્સાહી કાર્યકર્તાની ખોટ પડી છે એમ માને છે.

આ સભા એમના કુટુંબીજનો પર આવી પડેલી આ દારુણ આફત પ્રત્યે ઊંડી સહાનુભૂતિ દર્શાવે છે અને સ્વ.ના આત્માને પરમ શાંતિ મળે એવી ઇશ્વરને પ્રાર્થના કરે છે.

ઠરાવ સ્વ.ના કુટુંબીજનો પર મોકલી આપવાની પ્રમુખને સત્તા આપવામાં આવે છે."

[ નવયુગ ]

# ૧૫

## ભરૂચની પચરંગી પ્રજાની કુ. પેરૂચિસ્તીને ભવ્ય અંજલી

તા. ૩૧-૮-૫૦ના રોજ નર્મદા નદીના કિનારા ઉપર આવેલા ભાવમંદિરના મેદાનમાં એક ખાસ મેળાવડો યોજવામાં આવ્યો હતો.

આ મેળાવડાએ ભરૂચ શહેરની પચરંગી પ્રજાના માનવંત ગૃહસ્થોનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. આ મેળાવડો ભરવા માટે યોજવામાં આવ્યો હતો કે શ્રીમતીના

કહેવાતાં વર્તૂળોમાં પણ દયાના સાગર અને માનવજાત પ્રત્યે અગાધ પ્રેમભાવ રાખનારી વ્યકિતઓને પરવરદિગાર પોતાની શુભેચ્છા સાથે જન્મ આપે છે.

ભરૂચ શહેરના પારસી સમાજમાં અગ્રસ્થાન ધરાવતા જીનવાલા કુટુબમા એક દૈવી શકિત ધરાવનાર વ્યકિતનો સને ૧૯૨૨માં જન્મ થયો અને સને ૧૯૫૦માં એટલે ૨૮ વરસની ભરજુવાનીમા તો તે જીવ આ ક્ષણભંગુર દુનિયાનો ત્યાગ કરી પરમકૃપાળુ પરવરદિગારની હજૂરમા સદાને માટે રજૂ પણ થઇ ગયો.

આટલી અલ્પ જીંદગી અને તે પણ ભરજુવાની અને તે એવી જુવાની કે તેની ભરતીઓટ જેવા ઓળાઓથી માનવ સમાજમા ભાગ્યે જ કોઇ બચી શકે તેવા વખતમા જીનવાલા કુટુબની શાનદાર અને અમર કીર્તિને વર્ષો સુધી ઉજ્જવળ રાખનાર કુમારી પૌરૂચિસ્તી જીનવાલાએ માનવસમાજ અને ખાસ કરીને ઉગતી ઉમરના કિશોરોની જે સેવા કરી બતાવી છે તે ખરેખર ભરૂચ શહેરની હવે પછીની તવારીખમા સોનેરી અક્ષરે લખાઇને અમર રહી જશે.

કુમારી પૌરૂચિસ્તીની આદર્શ અને અનુકરણીય સેવાઓની યાદગાર કાયમ રાખવા માટે અખિલ હિન્દ મહિલા સમાજની ભરૂચની શાખા તરફથી મરહૂમના તૈલચિત્રની અનાવરણ વિધિ કરવાનો આ મેળાવડો યોજવામા આવ્યો હતો

મેળાવડામા ભરૂચ શહેરની પચરંગી કોમના સ્ત્રી, પુરૂષો, બાળાઓએ મોટી સખ્યામાં હાજરી આપી હતી સભાસ્થાન

ઉપર ખાસ મંડપ બાંધવામાં આવ્યો હતો. સમય થતા સભાના કામકાજની શરૂઆત કરવામાં આવી હતી.

## પ્રમુખની વરણી

પ્રમુખની દરખાસ્ત મૂકતાં શ્રીમતી ધનમાય કામાકાકાએ જણાવ્યું હતું કે આજના ખાસ મેળાવડા માટે આપણા ભરૂચના આગેવાન શહેરી ડૉ. ચંદુલાલ દેસાઇની સભાના પ્રમુખ તરીકે હું દરખાસ્ત મૂકું છુ. મને આશા છે કે સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ મારી આ દરખાસ્તને ઘટતો ટેકો આપશે.

ભરૂચનાં માનવંત પારસીબાનુ ડૉ. શેહરાબાનુએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યુ હતું કે ગૃહસ્થો અને બાનુઓ, નમારી સમક્ષ ધનમાય કામાકાકાએ જે દરખાસ્ત રજૂ કરી છે તેને હું મારો ટેકો આપી આપ સર્વેના ટેકાની આશા રાખું છુ. સભાએ દરખાસ્તને દિલના ઉમળકાથી વધાવી લીધી હતી અને પ્રમુખની ખુરશીએ ડૉ ચંદુલાલ બિરાજ્યા હતા. તેમની સાથે જિલ્લા કલેક્ટર શ્રી. રમેશચંદ્ર દેસાઈ તથા ડૉ. શેહરાબાનુ પણ બિરાજ્યા હતા.

## પ્રાર્થનાગીત

પાચથી સાત વરસની નાની દૂધમલ બાળાઓએ મચ ઉપર ચઢીને ગાધીજીનુ પ્રિય ભજન "રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ" ગાઇ સભળાવ્યુ હતુ

## જીવન કાવ્યની રજૂઆત

સદ્‌ગત કુમારી પૌરૂચિસ્તીના સમસ્ત જીવનને આવરી લેતુ એક કરુણરસભર્યું કાવ્ય–"સુનો સુનો ઓ ભૃગુપુરવાસી,

ભગિની કેરી અમર કહાની" મીસ ડોલી દસ્તુર નામની બાળાએ રજૂ કર્યું હતું. કાવ્યની દર્દભરી ભાવના અને રજૂ કરવાની વેદનાભરી શૈલીથી મેળાવડામાં અનુપમ શાંતિ છવાઈ ગઈ હતી. બ'કે અનેક શ્રોતાઓની આંખોમાંથી આંસુઓ ટપકી પડયાં હતાં. સરિતાના નીરને પણ થંભાવી આપે એવા કરુણ ભાવો મજકૂર કાવ્યમાં અનુક્ર વહયે જતા હતા.

## ડૉ. શેહરાંબાનુનું ભાષણ

ડૉ. શેહરાંબાનુએ બોલતાં જણાવ્યું હતું કે આજનો મેળાવડો એ ભારે દુ:ખભરેલો મેળાવડો છે. જુવાનીની ઉગતી ઉષાએ કુમારી પૌરૂચિસ્તી જેવી જનમેવિકાનું જે અકાળ અને દુ:ખદાયક અવસાન થયુ છે, તે બારેમાં ભારે દુ:ખભરેલી વાત બની ગઇ છે. એમની સેવાઓથી આપણા સૌને પ્રેરણા મળે એવા નેક હેતુથી અત્રેના બાળમંદિરમાં મરહૂમનું તૈલચિત્ર ખુ'લું મૂકવા માટેનો આ મેળાવડો છે.

મરહૂમનો જન્મ તા. ૨૨–૩–૧૯૨૭માં થયો હતો. તેમણે પ્રાથમિક અને મેટ્રીક સુધીની માધ્યમિક કેળવણી ભરૂચની પીટીટ અને મોટલાંબાઇ સ્કુલમાં લીધી હતી. બાળપણના દિવસોમા મરહૂમ દરેકનાં માનીતા થઇ પડયાં હતાં

મેટ્રીકની પરીક્ષા પસાર કરીને ઉંચા અભ્યાસ માટે મુબઇની સેન્ટ ઝેવીઅર કોલેજમાં દાખલ થયાં હતાં, કોલેજના દરેક મેળાવડામાં હરીફાઇનાં ઇનામો જીતી જતાં હતાં. દરેક કામ જાતમહેનત, ખંત અને કાળજીપૂર્વક કરતાં હતાં. કોલેજમાં B A. થયા પછી તાતાની સોશીઅલ સ્કુલના બે વરસના

અભ્યાસથી એમનામાં સમાજસેવાની ભાવનાઓ પ્રગટી નીકળી. મુંબઇના ગરીબ વર્ગના લત્તાઓમાં મરહૂમ જાતે ફરતાં હતાં અને ગરીબોની હાલત જોઇને પોતાનો વૈભવ તેમને તુચ્છ લાગતો.

ભરૂચમાં આવતાંની સાથે મરહૂમે પોતાની સેવા આપવાની શુભ શરૂઆત કરી. ભરૂચના શહેરીઓને ખ્યાલ સરખો પણ ન આવે એમ એઓ મોટા શહેરીઓ પાસે પહોંચી જતાં હતાં. આજની સભાના પ્રમુખ ડૉ. ચંદુલાલ, આપણા પુરવઠા પ્રધાન સાહેબ શ્રી. દીનકરરાવ, ભરૂચ મહિલા મંડળની શાખા, વિગેરેની તેઓ વારંવાર મુલાકાત લેતાં હતાં. ગરીબોના બાળકોની ઘટતી માવજત કરવા માટે એમણે જે ઝુંબેશ ઉપાડી હતી તે ખરેખર એક આદર્શ સેવાનો નમૂનો હતો. અમારી ભરૂચની મહિલા મંડળની શાખાને એક બાળમંદિર કાઢવાનુ એમણે જ સૂચવ્યું. નાના ફંડથી તેની શરૂઆત કરી. આ કામ માટે ડૉ. કસ્તુરનાં ભલાં મહેરદાર પીરોજા દસ્તુરે પોતાના મકાનનો એક ભાગ બાળમંદિરના ઉપયોગ માટે વાપરવા આપ્યો. બાળમંદિરની ઉદ્‌ઘાટન વિધિ લેડી રામરાવના શુભ હસ્તે કરાવવામાં આવી હતી તેઓ લેડી મહારાજસિંગને પણ બાળમંદિરની મુલાકાતે લઈ આવ્યાં હતાં પોતાના કંપાઉન્ડમાં રીમાન્ડ હોમના છોકરાઓ અને હરિજન મેન્ટરના બધા બાળકોને રમવાની પુરતી છૂટ આપી હતી. બધા બાળકોને પોતે બોલાવતા, ગરબા, ગાયનો તેમની પાસે ગવડાવતા અને દર બુધવારે બાળકોને ચવાણું પણ વહેંચતાં. બાળકો બુધવાર કયારે આવે એવી જ ઝંખનામાં હંમેશાં રહેતાં રીમાન્ડ હોમના ઓન. મેજીસ્ટ્રેટ પણ મરહૂમ નીમાયાં હતા.

ભરૂચ જિલ્લામાં ગયા વરસમાં પડેલા દુકાળમાં સરકાર મારફતે કપડાં વહેંચવાની જવાબદારી એમણે પોતે લીધી હતી. પોતે જાતે કપડાં સીવતાં હતાં, કટીંગ કામ પોતે કરી આપતાં હતાં, આવાં કામોમાં એઓ થાકીને લોથપોથ થઈ જતાં, તે વખતે એમને મીઠો ઠપકો પણ મળતો પણ માથે ઉપાડેલું કામ કરવામા તેઓ જરા પણ આળસ કરતાં નહીં. કપડાંની વહેંચણીમાં ભારે કાળજી રાખતાં, અને કપડાં ઉપરાંત દૂધના ડબ્બાઓ પણ એમણે વહેંચાવ્યા હતા.

એમને કેન્સરની બિમારી લાગુ પડતાં બધું કામ અટકી ગયુ. એમના દેહત્યાગથી એમની માતાને ભારે દુઃખ થયુ છે. એમના દરેક કુટુંબીજન ભારે વિમાસણમાં દિવસો પસાર કરી રહ્યા છે. ડૉ. ચંદુલાલને મરહૂમની સેવાભાવી વૃત્તિઓથી ભારે પ્રેમ અને મહોબ્બત હતી. કલાકો સુધી દેશની વાતો, દુઃખ-સુખની વાતો કરતા થાકતા ન હતા. ડૉ. ચંદુલાલ કુમારી પૌરૂચિસ્તીની અગાધ શક્તિને પહેછાની ગયા હતા પૌરૂચિસ્તીના આત્માને પરવરદિગાર અમર શાંતિ આપો.

## મે. કલેક્ટર સાહેબનું ભાષણ

ભરૂચ જીલ્લાના મે. કલેકટર સાહેબ શ્રી. રમેશચંદ્ર દેસાઇએ બોલતાં જણાવ્યું હતું કે આજનો મેળાવડો જેટલો ગૌરવભર્યો છે તેટલો જ દિલગીરીવાળો છે. મરહૂમ પોતાની ટૂંકી જીંદગીમા ભારે સુવાસ મૂકી ગયાં છે. મારો પરિચય ઘણો જ ટૂંકો હતો, તેમાં મને ખાત્રી થઈ હતી કે મરહૂમ કોમળ હૃદય અને ભારે દિલસોજી ધરાવના હતા. નાની ઉંમરમાં સમસ્ત ભરૂચ જીલ્લામાં

સેવાની વૃત્તિથી જનતાનો ભારે ચાહ મેળવવામાં તેઓએ અજોડ સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. નેતાઓના કરતાં તેમનામાં ભારે અને વધુ શક્તિ માલૂમ પડતી હતી. એઓ ધારત તો એમનું જીવન ભારે વૈભવ અને દોરદમામથી વિતાવી શકત. એમને માટે બધી જ સગવડો મોજૂદ હતી, પણ એમના દિલમા એવી જ ઇચ્છા હતી કે દેશનો સામાન્ય માનવી જ્યારે દુ ખમા હોય ત્યારે તેની સાથે રહીને સામાન્ય ફરજો બજાવી લાવવી. ટૂંકી જી દગીમા લાખોના દિલ એમણે જીતી લીધા હતા ઘણી કમિટીઓમાં રહીને બનતું કરવાનો જીંદગીના છેવટ સુધી એમણે પ્રયત્ન કર્યો હતો.

એમની બિમારી દરમિયાન ઓપેરેશન પછી પણ એમણે કાગળો દ્વારા રીમાન્ડ હોમના તેમ જ ગરીબ બાળકોને દૂધ આપવાના પ્રયત્નોમા પોતાની શુભેચ્છા ચાલુ રાખી હતી

મોટામોટા ફિલોસોફરો પણ જીવલેણ બિમારીમા જી દગીની છેલ્લી ગણાતી ઘડીઓ વખતે દુનિયાની તમામ વાતો ભૂલી જાય છે જ્યારે મરહૂમ જી દગીના છેલ્લા શ્વાસ સુધી માનવસમાજની સેવાને ભૂલ્યા નહિ એ એક દૈવી શકિતનો ચમત્કાર જ કહેવાય અઠ્ઠાવીસ વરસની નાનકડી ઉમરમા જો જરાપણ ભૂલ થઇ જાય તો માણસ અધોગતિમા ગબડી પડે છે જ્યારે મરહૂમે એટલી નાની ઉમરમા ધ્યેય સિદ્ધિ અને ઊંચા આદર્શો માટે જીવન મિટાવી આપ્યુ આવી મહાન શકિત કુદરત કોઈ વિરલ વ્યકિતને જ આપે છે ઇશ્વર લાબુ આયુષ્ય આપત તો મરહૂમ ભારતમા પ્રથમ પ કિતના કાર્યકર બનીને રહેત પણ

ઈશ્વર ઇચ્છા આગળ જ્યાં બધુ જ વ્યર્થ છે ત્યાં માનવી શુ કરી શકે? આજે આપણે સર્વે એમનુ તૈલચિત્ર ખુલ્લુ મૂકીએ છીએ કે જેનાથી મરહૂમની આશાના કિરણો આપણને પ્રેરણા દાયક થઇ પડે પ્રભુ મરહૂમના આત્માને શાન્તિ આપો આજે આપણ દરેકને એમના કુટુમ્બીઓ જેટલો જ આઘાત માલૂમ પડે છે એ જ એમની સાચી સેવાનુ ખરૂ અને સાચુ પ્રતિબિમ્બ છે

## ખા. બા. મેરાબજી જીનવાલાનું ભાષણ

ભરૂચની પારસી અનજુમનના માજી મેનેજીંગ ટ્રસ્ટી અને આગેવાન શહેરી ખા બા મેરાબજી જીનવાલાએ પોતાના ભાષણમાં મરહૂમની જીંદગીના જુદા જુદા તબક્કા અને ભિન્ન ભિન્ન સેવાઓનો ઉલ્લેખ કરતા જણાવ્યુ હતુ કે જનસેવા એ કુમારી પીરૂચિસ્તીનો ખાસ મંત્ર હતો. તેઓ સેવાભાવી કાર્યો કરવામાં જરા પણ અને કદી પણ કંટાળતા ન હતા કમનસીબ બાળકોના સાચા વાલી તરીકેની મરહૂમની સેવાઓ વર્ષો સુધી ભૂલી શકાશે નહી મરહૂમ શ્રીમંત કુટુંબના હોવા છતા કમનસીબ બાળકો અને ગરીબ સ્ત્રીઓની સેવાના કામો માટે દૂર દૂર મુસાફરી કરી ગરીબોની જરૂરિયાતો પૂરી પાડવાના તનતોડ પ્રયાસ કરતા હતા આવી સેવાભાવી બહેનનુ ફક્ત અઠ્ઠાવીસ વરસની ઉંમરમાં જ પરલોકગમન થવુ એ ભારે દિલગીરી ભરી હકીકત છે માનવી લાચાર છે કુદરતની મરજીને દરેકને આધીન થયા વગર છુટકો જ નથી પરવરદિગાર મરહૂમની રૂહને શાન્તિ આપો.

વકતાઓના ભાષણો પછી ડૉ. શહેરાબાનુએ પ્રમુખ સાહેબને મરહૂમની છબી ખુલ્લી મૂકવાની વિનતી કરતા મેળાવડાના પ્રમુખ ડૉ. ચંદુલાલ દેસાઇએ ગંભીરતાપૂર્વક મરહૂમની છબી ઉપરનો પડદો હટાવી લીધો હતો અને છબીને ફૂલનો હાર પહેરાવ્યો હતો

## ડૉ. ચંદુલાલનું ભાષણ

આજે શું બોલવું તે જ સમજ પડતી નથી આજે આંખોમા આંસુ આવે છે એ જ દિલની સચ્ચાઇની ખરી નિશાની છે કલાકો સુધી મેં મરહૂમ સાથે વાતો કરેલી છે માણસો તો ઘણાયે જન્મે છે અને મરે છે, પણ સમાજના, દેશના કામના બ ઓછા મળે છે મરહૂમની તસ્વીર આજે આંખોમા તરવરી રહી છે કોઇપણ જાતના ભેદભાવ વગર મરહૂમે ગરીબોની સેવા કરી છે બધાનો આત્મા એક જ છે, એ વસ્તુને મરહૂમે પોતાના જીવનમા સિદ્ધ કરી બતાવી છે દરેક ધર્મવાળાઓની મરહૂમે સેવા કરી છે સેવાનો મંત્ર એણે જીવનમા ઉતાર્યો હતો ખુદાને પણ એ જ પ્યારૂ છે, બીજુ નહી ધર્મરાજાને દર્શન થયા નહી પણ સરળતા ઉપર અર્જુનને જ વિરાટનુ દર્શન થયુ હતુ હૃદયની સરળતા નિરભિમાન, નિસ્વાર્થ અને નિષ્કામ ભાવનાથી ફળની આશા વગર દુનિયાના ભલા માટે કામ કરે તે જ ખુદાને પ્યારો છે મરહૂમમા એવા ગુણો ભારોભાર માલૂમ પડી આ યા છે મોટી મોટી વાતો તો બધા જ કરે છે, પણ જીવનમા જે ઉતારે તેને જ માથુ નમે, બીજાને ન નમે મરહૂમમા સંપૂર્ણ માનવતા હતી માણસ તો દુનિયામા

ધણાયે છે. ઢોર ચાર પગે ચાલે છે, જ્યારે માણસ બે પગ વડે ચાલે છે. હૃદયમાં માણસાઇ હોય તે જ માણસ કહેવાય છે. બાકી બીજા બધા ચાર પગ વડે ચાલનાર જેવા જ કહેવાય મરહૂમ કુમારી પૌરૂચિસ્તી મારે મન એક દીકરી સમાન હતી આજે તેની કોમળતાની યાદથી આંખોમાં પાણી ભરાઇ આવે છે.

મરણપથારીએથી પણ એના કાગળમાં મીઠાશ હતી. હૃદયની ખરી મીઠાશ એને જ કહી શકાય. આજે મારા શહેરને અગર જીલ્લાને નહીં પણ સમસ્ત દેશને મરહૂમની ખોટ પડી છે. સારા માણસોની બધે જ ખોટ છે. દરેક માણસ પોતાનું દિલ તપાસે આ દુનિયામાં માણસાઇ લઇને થોડાક જ માણસ આવે છે આવા ભલા અને દયાળુ માણસ જગતમાં ન હોય તો જગતનો જલદીથી નાશ થઇ જાય. સારા માણસો પર જ જગતના અસ્તિત્વનો આધાર છે સારા માણસો વડે જ જગત ટકી શકે છે જેમ લોબાન અને સુખડને બાળવાથી ગંદવાડનો નાશ થાય છે તેવા જ પૌરૂચિસ્તી હતા આત્મા તો શુદ્ધ છે. આત્મા તો અમર છે આત્માએ ધારણ કરેલું શરીર જ ફક્ત ગબડી પડયું છે.

શરીર કરતા પણ શરીરના બંધનથી જગતને પ્રેરણા મળી શકે છે. પૌરૂચિસ્તીને જનતા કદી પણ નહિ ભૂલે વાત નીકળતા જ મરહૂમના સદ્‌ગુણોનું સ્મરણ થશે આત્માની તાકાતનો પાર નથી એમના મા–બાપે ઇશ્વરનો આભાર માનવો જોઇએ કે આવું નેક ફરજંદ એમના ઘરે અવતર્યું. આ દુનિયામાથી આજ સુધી ઘણા જ ચાલ્યા ગયા છે. એમના

ભાઇબ્હેન, માબાપ બધાંએ દિલસોજી સાથે ગર્વ લેવાનો છે કે પીરૂચિસ્તીએ ક્ષણભંગુર દુનિયાનો ત્યાગ કરતાં કરતાં હજારો-લાખોને પ્રેરણા આપી છે. સ્વામી વિવેકાનંદજી પણ ૩૨ વરસની નાની ઉંમરે દુનિયા છોડી ગયા હતા. ઇશ્વર એમના જેવા સદ્‌ગુણી થવાની બધાને શકિત આપો અને પ્રભુ એમના આત્માને શાન્તિ આપો.

પ્રમુખશ્રીના ભાષણ પછી મહિલા મંડળની ભરૂચની શાખા તરફથી કુમારી હેમલતા દેસાઇએ સર્વે સભાજનોનો મેળાવડામાં હાજરી આપવા બદલ ઘટતો આભાર માન્યો હતો અને મરહૂમની સાથે પોતે વિદ્યાર્થીજીવનનાં સાથી હતાં, એની જાણ કરી મરહૂમની વખતોવખતની સેવાઓનો ટૂંક ઉલ્લેખ કર્યો હતો.

આ સભાના સભારંભ અંગે અમારે એક વસ્તુની ખાસ નોંધ લેવાની જીજ્ઞાસા થાય છે. આ પ્રસંગે બેહસ્તનશીન કુ. પીરૂચિસ્તી જીનવાલાનું તૈલચિત્ર જેમણે બનાવ્યું હતું તે ભરૂચના જાણીતા આર્ટીસ્ટ શ્રી. જશવંતલાલ નગીનલાલ મારફતીઆ, તેમની ઉત્તમ કારીગીરીનો ઉલ્લેખ કરતા અમને આનંદ થાય છે. ભાઇશ્રી જશુ મારફતીઆ એનાલાર્જમેન્ટ તથા તૈલચિત્ર બનાવવામાં જે ખ્યાતિ પામ્યા છે તેનુ મુખ્ય કારણ એ છે કે તેઓ ખરા દિલથી કળાની ઉપાસના કરવા .માટે જ પોતાની કૃતિઓને સુંદરતાનો ઓપ આપી શકે છે.

[ ભરૂચ સમાચાર ]

## ૧૬

## સ્વ. કુ. પૌરૂચિસ્તીબહેનને અંજલી

[સૂનો સૂનો અય દુનિયાવાલો,
બાપુકી યહ અમર કહાની...એ રાગ]

રચનાર પંડિત ચંદ્રશેખર

સૂનોસૂનો અય ભૃગુપુરવાસી, ભગિની કી યહ અમર કહાની,
વહ ભગિની જો પૂજ્ય થી ઇતની, જીતના રેવામા કા પાની-સૂનો.

ઉન્નીસસો બાઇસ એકકીસ માર્ચકો, એક દેવીને જન્મ લિયા,
માતપિતાને બડે હર્ષસે, પૌરૂચિસ્તી નામ દિયા,

બચપનસે સેવાકે સ્વપ્ને, મનમેં વહ સોયા કરતી થી,
કોઈ દુખ્ખી કો દેખકે સબસે પહેલે, આગે ડગ ભરતી થી.

ફિર બંબઇમેં જાકર ઉસને, બી એ તક અભ્યાસ કિયા,
કૉલેજકે વિદ્યાર્થીયોમેં, સબસે ઉંચા સ્થાન લિયા;

સાથસાથમે નૃત્યકલા ઔર, સંગીત કી શિક્ષા બી પાઇ,
ફિર ભરૂચકા માન બઢાને, બબઇ છોડ યહા લૌટ આઈ,

યહાં આતે હી શુરૂ કિયા, પરમારથ કે કામોં કો,
ઔરોંકી સેવામેં તજતી થી, અપને આરામોંકો–સૂનો.

દલિત ઔર પીડિત જનોંકા, સચ્ચા એક સહરા થી વહ,
દયા પ્રેમકી મૂરતસી, ઇસ નગરીકા ઉજિયારા થી વહ;

અપને સુંદર કામોંસે, સબકી આંખોકા તારા થી વહ,
દુઃખી દર્દોકી ડૂબતી નૌકા, ખેવનહારા થી વહ;

ગઈ સાલમેં ઇસિ જીલ્લેપર, દુઃખ કા બાદલ છાયા,
મેઘરાજ રૂઠ જાનેસે, દુષ્કાલ ભયંકર આયા;

ઐસેમેં વહ દયાકી દેવીને, એક સુંદર કામ કિયા,
ગાંવ ગાંવમેં ઘૂમકે સબકો, અન્ન વસ્ત્રકા દાન દિયા;

બચ્ચોંકી શિક્ષા કે કારન, બાલમંદિર બનાયા,
સ્થાનિક સંસ્થાઓંમેં ભી, અપના હાથ બટાયા;

દીનજનોંકી રક્ષામેં વહ, અપને કો વહ ભૂલ જાતી થી,
દુઃખી જનોંકી સેવામેં બસ, અપના સમય બિતાતી થી–સૂનો.

## સાખી

એકકીસ મેં ઇતવારકો,
આયા એક સંદેશ,
જીસને હમારે સબકે દિલમેં,
લગા દી એક ઠેસ.

ભગિની છોડ ચલી હમ સબકો, ઔર જગમે કિયા કિનારા,
ઇશ્વર કે દરબારમેં પહૂંચા, એક તેજસ્વી તારા.

જગતપિતા ઇતની યહ મેરી, બિનતિકો સુન લેના,
ઇસ પરમાર્થી આત્મા કો, અમર શાન્તિ દેના:

જય ભગિનીકી, જય દેવીકી, બોલો સબ જન જય દેવી,
યાદ રહે ભગિનીકી કહાની, ભૂલ ન જાયે ઇસકો હમ;

ભગિનીને જો દિયા જલાયા, ઉસકી જ્યોત બઢાયે હમ,
જય ભગિનીકી, જય દેવીકી, બોલો સબ જન જયદેવી,

જયદેવી, જયદેવી.



# 17

## Miss Paooruchisti Ginwalla

By: **P. R. Mody,** (Sr. B. A.)

This social worker and ex-Xavierite breathed her last on the 21st May, 1950. The news of her death was a bolt from the blue and it was with great regret that I heard about it. And many Old Xavierites shared my grief—such was the impression that she had left on those who had known her in College.

On her premature death due to cancer, the citizens of Broach assembled in a meeting, under the presidentship of the District Collector, to pay their homage and eulogise the work of this deserving departed soul.

She was successfully conducting a "Bal Mandir" (Nursery School) in the city of Broach; and her various activities in the social field and beneficent institutions made her the idol of high and low. She threw herself heart and soul into the uplift work

for the poor and the needy and spared no pains even at the sacrifice of her health never very robust

Paooruchisti was born on the 21st March 1922 In the Matriculation Examination of the Bombay University she stood first in English amongst the Parsi girls Not only that but she stood first amongst the students of the Broach District and carried away a scholarship (of Rs 60 per annum for four years) which she used in the service of the needy Coming to Bombay she joined St. Xavier s College from where she graduated in 1943 Then she took up a two year course in the Tata Institute of Social Sciences and obtained its diploma Eager to go in for higher studies she wanted to proceed to England but she was not permitted to do so by her parents because they were very fond of her and were not willing to part with her especially considering her delicate constitution

She had b en appointed Secretary of the All India Women s Conference (Broach Branch) and by the Government she had been nominated a Juvenile Magistrate

During the famine in Gujarat in 1949 Paooru chisti with the help of other like minded ladies went about from place to place with food and clothing to aid the distressed It was at this time that cancer

that most dreaded and incurable disease, got hold of her and it brought about her death some few months later in spite of the costly treatment given her both in Bombay and in London. The Parsi community should rightly be proud of her for her great and useful services. May her soul rest in eternal peace.

**(St. Xavier's College Magazine)**

# 18

## A Genuine Social Worker

By The Editor **St Xavier's College Magazine**

The Fathers and Professors of the College keep very happy memories of her student days Her sweet and intelligent smile was always shining, even though its light had already then often a dim soft glow of quiet self-restraint. It was evident to all who came in contact witn her that she possessed all those exquisite attributes of a genuinely womanly heart which go to make the "natural" social worker-sympathy foremost among them The beau-

tiful latin word "misericors'—a heart for misery-applied to her gentle disposition most appropriately. She made the best use of her sweet womanly motherliness in her short but full life

She was soon called "home' by that Eternal Fatherly Heart who shortened her suffering misery that she might all the sooner hear the divine words ' Whatsoever ye have done to one of these little ones, ye have done it unto Me!"

To her bereaved family and relatives we send our heartfelt condolences, and hope that these thoughts may alleviate as far as possible the sense *of their loss with the well grounded hope of her* eternal gain.

# 19

## *IN MEMORIAM*

**Shrimati Paooruchisti F Ginwalla** The death of Smt Paooruchisti Ginwalla at the early age of 28 has come as a great shock to her many friends in and out of the A I W C Her death was also due to the fell disease of cancer Smt Ginwalla was a couple

of years ago, the Representative for Gujarat Branch on the Standing Committee of the A.I.W.C. and a very active social worker.

To her sorrowing parents and the other members of her family goes our deepest sympathy in their great loss.

( Roshni )

# 20

## The Late Miss Paooruchisti F. Ginwalla

By: **Dr. Ganguben Hadkar**
*President, Broach Constituent Branch, A. I. W. C.*

Miss Paooruchisti Ginwalla was born on 21st March 1922 in the well-known Ginwalla family of Broach. Though born and brought up in a rich family amongst happy surroundings, Miss Ginwalla had a very sympathetic and helping attitude towards the needy and the poor. During her school and college career, she was well accompli-

shed in music, dancing home nursing and mother craft etc, besides the usual curricular subjects and had won many prizes The social problems of the needy the underprivileged and the backward people drew her attention and help Inspired with the noble ideals of social service, she completed her post graduate course in Sociology in the Tata Institute of Social Sciences in Bombay in 1944 Thereafter she returned to serve her home town Broach and rendered selfless services in diverse *fields of social work As a Jt Hon Secretary of* the Broach Branch of the A I W.C, she brought new vigour and enthusiasm in the work of the Branch Similarly she expanded the work of the Broach Stree Mandal the Broach Remand homes for boys and girls and several other institutions with which she was connected She was elected Branch Representative for Gujarat in 1947, and worked enthusiastically and efficiently to expand the work in Gujarat area New branches were started during the period at Ankleshvar, Rander and Kapadvanj It was mainly due to her keen interest and indefatigable efforts in collecting funds which enabled the Broach Branch of the A I W C. *to start a Nursery School* at Broach which was inaugurated by Lady Rama Rau, in November 1947. In 1949, Gujarat and particularly certain

districts of Broach, passed through severe hardships of famine. Miss Ginwalla worked day and night to render service and relief to the famine-stricken people. She collected the necessary funds for providing garments, milk-powder etc., for the needy, and she went round the affected area visiting different villages and sites of relief-works and personally distributed clothing, milk, patent medicines and vitamins to the young and old and also brought cheer into their lives. In 1949 she was instrumental in the formation of the Broach District Branch of the Indian Conference of Social Work. Her experience and training in systematic social work proved of great help and value to the local institutions with which she was connected. Her work as Hon. Juvenile Court Magistrate and as a member of the Broach Municipal School Board, was noteworthy. Miss Paooruchisti was a unique combination of a selfless social worker and a gifted artist in the versatile arts of Dancing, Music, Fine-arts etc. She imparted her knowledge and training to other young workers. Even when she had to go to London for medical treatment, she had cherished the desire to take further training in Child Psychology but her bright and useful career was unfortunately cut short by death Miss Ginwalla had an amiable and loving persona-

lity Her selfless services to the poor and needy had endeared her to all sections of the population not only in Broach but in Gujarat and other parts of Bombay State It can indeed be said of her that she was a worthy daughter of Mother India By her untimely death a bright jewel is lost from the crown of Mother India May her soul rest in eternal peace



## ૨૧

# જીનવાલા કુટુંબના ઉંબરનો નારી–ફરેસ્તો પૌરૂચિસ્તી

### સમાજસેવાને જીવતા રૂપમાં સાબીત કરી ગયેલાં બાહોશ સેવિકા

લેખિકા: બાઇઆઈ પાલમકોટ, અધિપતિ, હિન્દી આફ્રિક

આ ભલી બેટીના મરણથી એના માબાપ તો શું પણ ભરૂચ અને આસપાસનાં ગામડાંઓના મુફલેસ વર્ગનું કલ્પાંત ઠેકઠેકાણે ગાજી રહ્યું છે.

"સમાજસેવા" સાધારણ બોલાય છે, ઘણા ઘણાંઓ સાધારણ હદમાં કામ કરી મોટા રૂપમાં (!) વાતો કરે છે, દુઃખના ડુંગર જાણે કેવીએક તદબીરથી દૂર કરે છે એવા રમૂજી કોહા કરીને "સોશ્યલ વર્ક" (!) કરતાં પોતાને ઓળખાવે છે, એવા કેટલાંક બહેનો માટે આ કિંમતી દીકરી પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાલા ખચીત જ મનન કરવાજોગ કિંમતી પાઠ આપી ગયા છે. પૌરૂચિસ્તીના મરણ માટે ઠેકઠેકાણે મીટીંગો મળી અને એના અકાળ મરણથી ભારે ખોટ ગયેલી ગવાઇ છે. આ બાહોશ બેટીનું

તન-મન મીનીટે મીનીટે જન-સેવાના જ કામ માટે સરજાયનુ હતુ એ એમના ભારે કાળજીવતા તન-તોડ કામ પરથી સમજાણુ પડે છે શ્રીમંત માબાપની દીકરી, જીવન સાથે નિકટ સંબંધ ધરાવતા સર્વ સંજોગ, શ્રીમંતાઇના બાગમા પોખાયલા, છતા ગરીબ વર્ગમા જ મજાહ માની માબાપે આ કિંમતી દીકરીને કેળવણી આપવામા કશી કચાસ ન રાખી પૌરૂચિસ્તી જે અભ્યાસ હાથ ધરતી તેમા ઝટપટ ફાવીને ઉંચી પદવીએ પહોંચી જતી તેમ જ સમાજસેવાનુ ક્ષેત્ર હાથ ધર્યું તેમા તો કુદરતી ઉમંગથી વધારે જ મોટી નામના મેળવી. ગરીબ-લાચાર વર્ગની મુશ્કેલી દૂર કરવા આ દીકરીએ ખરે જ રાતદિવસ એક કરી તન-તોડ જેહમત ઉઠાવી સર્વના આશિષ લીધા પણ આ ફરેસ્તાઈ ખવા સની સેવાની જીદગી ટૂકી છે એમ એના દુ ખભર્યા અંતનો કોઇને સ્વપ્ને ખ્યાલ ન થયો પૌરૂચિસ્તીનુ જીવન ખચીત જ જાણવાજોગ છે, માનપાનને ખરે જ લાયક છે, અને નાના મોટા સુધી ગરીબ પ્રજાના ઉરમા ઉભરાયા કરે એવુ યાદ ગાર જ છે

આ નારી-ફરેસ્તો ફરદુનજી પિતા અને દીનામાય માતાની વહાલી દીકરી તરીકે ૧૮૭૭મા ૨૧મી માર્ચના બખ્તાવર રોજે જન્મી અને બખ્તાવર કાર્યોની ભારે જહેમત ઉઠાવી ગઈ સ્કુલ-અભ્યાસ પછી મેટ્રીકની પરીક્ષામા હાજર રહેતી સર્વ પારસી છોકરીઓમા હુશીઆરીમા પહેલે નંબરે આ પાથી સાહ વીરીનબાઈ ઈનામની તરફથી સ્કોલરશીપ મેળવી ભરૂચ જીલ્લાના સર્વ વિદ્યાર્થીઓની ભેગી હરીફાઈની પરીક્ષામા પહેલે નંબરે આવવાથી ચાર વર્ષ સુધી દર વર્ષે રૂા ૬૦ની સ્કોલર

શીપ મેળવી. આ રૂા. ૨૪૦) ગરીબ હાજતમંદો માટેની સેવાના કામમા વાપર્યા પછીથી મુંબઈ આવી સેંટ ઝેવીઅર્સ કોલેજમાં અભ્યાસ શરૂ કર્યો ૧૯૪૩મા B. A ની પરીક્ષા આપી પછીથી Tata Institute of Social Scienceનો બે વર્ષનો અભ્યાસ કરી **ડીપ્લોમા** મેળવ્યો હતો અભ્યાસ વધારવા ઇગ્લેન્ડ જવા બહુ જ આતુર હતા પણ એના માબાપને આ દીકરીથી છૂટું પડવા ન ગમ્યું તેથી રજા ન આપી હવે પૌરૂચિસ્તી જંપી બેઠી નહિ. રીમેન્ડ હોમ અને પ્રજાના ગરીબ ઘરોમા ફરીને બાળકોની જતન, સ્ત્રીઓની કેળવણી, વગેરે ગરીબ પ્રજાને રૂડે માર્ગે દોરવવા મથી રહી એમના આલીશાન મકાન પર મુફલેસો જમા થતા અને પૌરૂચિસ્તી સર્વની બરદાસ્ત કરતી ઢેડ હો કે કચરાપટ્ટી હો, પોતે જ સર્વના **હાથમાં દૂધનાં પ્યાલાં કાળજીથી આપતાં.**

ઑલ ઈન્ડીઆ વીમેન્સ કૉન્ફરન્સના સેક્રેટરી નીમાયા અને લેડી રામરાવના મુબારક હાથે ભરૂચમા ૧૯૪૭ના સાલમા બાળ મંદિરની સ્થાપના કરાવી અને છોકરાઓને મોન્ટેસોરી પદ્ધતિનુ શિક્ષણ આપવુ શરૂ કર્યું આ ખાતુ હાલ બહુ વધીને મોટા પાયા પર વહીવટ કરે છે અકોલા, મદ્રાસ અને ગ્વાલિયર ખાતે મળેલી ઉપલી કોન્ફરન્સમા પ્રતિનિધિ તરીકે હાજરી આપેલી વળી મુંબઈવાળા પ્રખ્યાત બાનુ નૃત્યબાઈ શીરીન વજીફદારની ચેલી બની એ હુન્નરનો પણ અચ્છો અભ્યાસ કર્યો અને ભરૂચમા ઘણા ખુશનુમા મેળાવડા જમાવી પૌરૂચિસ્તી બહુ જ લોકપ્રિય થયા મ્યુનીસીપાલ સ્કુલબોર્ડમા સભાસદ નિમાયા અને નામદાર સરકારે જુવેનીલ મેજીસ્ટ્રેટ નીમ્યા

૧૯૪૯માં ગુજરાતમાં દુકાળે કહેર વરસાવ્યો તે વખતે બહેન પીરૂચિસ્તીએ જીવ પટકીને જહેમત ઉઠાવી. બીજાં બહેનોને ભેગાં કરી ગરીબો માટે અન્ન-વસ્ત્ર વગેરે મદદ લઈ ગામડે ગામડે રખડીને દુઃખિયારાંઓને મદદ કીધી. તે વખતે આ કિંમતી દીકરીને કેનસરનું ઉવશેલુ દરદ થયું. મુંબઈમાં બાહોશ સરજયન ડૉ. રૂસ્તમ કુપર પાસે ઓપરેશન કરાવ્યું અને તે જ મહિને લન્ડન ઉપડી ગયાં, ત્યાં પાંચ મહિના રહ્યાં. લન્ડનથી આવ્યા પછી **ગુજરાત પારસી પરિષદમાં** ભાગ લીધો. પીરૂચિસ્તી છટાદાર બોલનાર હતાં તેમ જ ગાયન ગાવામાં મીઠો હલક ધરાવતાં હતાં. એક ગીત ગાયું **"અમો સ્વર્ગની પરી"** અને પીરૂચિસ્તી ટૂંક વખતમાં શરોશની પનાહમાં ખરે જ સ્વર્ગવાસી થયાં છે. કલેકટર સાહેબ એના મોતના બિછાના આગળ આવ્યા તો દૂધના દાબડાની વાત કરવા મંડયાં.

ભલાં વાચકો! વિચાર કરોજી, ૨૮ વર્ષની કેવળ ઉછરતી વયમાં આ નાજુક નારી-શ્રીમંત માબાપના ઘરનો આ નારી-ફરેસ્તો-હર પળે-મીનીટે મીનીટે-જીંદગીનો સદઉપયોગ કરી આતું સાચેસાચું સેવાભાવી જીવન ગુજારી ગઈ. વળી મોટા *નિકટ અભ્યાસમાં સંપૂર્ણ ફતેહ મેળવી, દુ:ખી નાવારસ મુફલીસ* પ્રજાના જીવનમાં મદદ આપીને તેઓના જલતા જીગરને રાહત આપી અને અહિંથી ત્યાં બસ સેવા અને સેવાના જ ખ્યાલમાં પીરૂચિસ્તી ચારે દિશામાં ઉડઉડ કરી રહી, પણ **મોતનો** જમ આ કિંમતી દીકરીની પાછળ ને પાછળ જ ભમતો રહી, એની અડંગ બાહોશી અને સર્વ ખુદાપસંદ કામોની ગોયા રફા કરતો હોય કે આ તારી સેવાનો વૈભવ ચાર ઘડીનો છે, તેમ

અંતે આ કિંમતી દીકરી જોતજોતામાં બીજી વખતના કેનસરના દરદના હુમલામાં ૨૮ વર્ષની ઉઘરતી ઉંમરે ખરે જ અકાળ ચાલી ગઇ. એનાં ભલાં માબાપને જીંદગીભર એક જ બાબદનો સંતોષ યાદગાર રહેશે કે પૌરૂચિસ્તી ફરેસ્તાઈ રૂપમાં ખુદાપસંદ કામમાં જીવી ગઇ છે. દમસાસ વગરનાં તદન નજીવાં કામની ઉકમઇ થાય કે "મોસ્યલ વર્ક કરીએચ" એવાં કેટલાંક બહેનો આ ખરે જ કિંમતી દીકરી પૌરૂચિસ્તીના ખુદાપસંદ જીવનમાંથી અનેક દિશામાં જાણુવાજોગ પાઠ મેળવી શકશે. પારસી કોમને જરૂર જ મગરૂર કરે એવી આ ફરેસ્તાઈ ખસલતની અતિ કિંમતી દીકરીના અજોડ જીવન પર લાખોલાખ આફ્રીન કરીશું!

[હિન્દી શાફિક]

# ૨૨

## પ્રિય પૌરૂચિસ્તીની અશો યાદમાં

### રચનાર દીના જમશેદ ગંભીર

વરસ એક ઝટ પસાર થઈ ગયુ,
પવનની પીઠ પર જાણે ઉડી ગયુ
ભુલાતી નથી તારી મધુર યાદ,
કિંમતી કેવી જીંદગી થઇ બરબાદ.

જુદાઈ મેવી રહ્યાં છે માત ને તાત,
વિલાપ કરે છે જાત પરજાત.

હેતવંતાં ભાઇ બહેન બી સાથ,
ખેરવે છે આંસુ ખેશીઓ સંગાથ.

બિરાદ્રી ઉચે તખકે ગઈ,
આ અવનિની પરવાહ તને શી રહી?

મોકલ્યા કંઇક સંદેશાઓ હજાર,
કેંકાયા તારે માટે લાખો વિચાર.

પણ ના કોઇને પણ આવ્યું વજન,
ન લક્ષે લીધું અમારૂં ભજન.

ફિરસ્તાઓમાં તું તો મળી જ ગઈ,
પૌરચિસ્તી નામ અમર કરીજ ગઈ.

દયાની બહેન ખરેજ તું કહેવાઈ,
પૂર્વથી પશ્ચિમ સુધી વખણાઈ.

હતો દયા મેવાનો ગુણ ખાસ,
પથરાયો ભલાં કામોનો સુવાસ.

સ્વપ્ને બી જોવાની રાખી'તી આશ,
પણ તેમાં બી રહી કચાશ

છે દીના ફેઇનો એ જ એક સંદેશ,
મળશે કે જ્યારે આવીશ તારે પ્રદેશ.

# ૨૩

# તૈલચિત્ર ખુલ્લું મુકવાનો મેળાવડો

ગુજરાતનાં તથા ખાસ કરીને ભરૂચનાં જાણીતાં સોશિયલ વર્કર મરહૂમ મીસ પીરૂચિસ્તી ફરદુનજી જીનવાલાની ઓઈલ પેઇન્ટ તસવીર બાળમંદિરમાં (મોન્ટીસરી સ્કુલમાં) ખુલ્લી મૂકવાનો મેળાવડો તા૦ ૩૧–૮–૫૦ ના દિવસે થયો હતો. સભાનું પ્રમુખસ્થાન ગુજરાતના છોટા સરદાર ડૉ. ચંદુલાલ દેસાઇએ લીધું હતું. સભામાં શહેરના જાણીતા ગૃહસ્થો, બાનુઓ, ભરૂચના કલેકટર મી. રમેશચંદ્ર દેસાઈ, કેરવાડાના ઠાકોર માનસિંહજી વિગેરે હાજર હતા. સર્વેના મો પર દિલગીરી તથા ખેદની છાયા નજરે પડતી હતી. સભામાં ડૉ. શહેરબાનુ પદમજી, કલેકટર મી. દેસાઈ, ખા. બ. સોરાબજી બમનશાહ જીનવાલા, મીસ હેમલતા દેસાઇ વિગેરેએ મરહૂમ મીસ પીરૂચિસ્તી ફરદુનજી જીનવાલાના ટૂંકા પણ ઉપયોગી જીવનનું વર્ણન કર્યું હતું અને મરહમે બજાવેલી સેવાના વખાણ કર્યા હતા. મરહૂમ મીસ પીરૂચિસ્તીએ બાળ મ દિર સ્થાપવામાં તથા રીમાન્ડ હોમને મદદ કરવામા તથા દુકાળના વખતે ભરૂચ જીલ્લામાં જે ખરા દિલથી સેવા કરી હતી તેની સભામા સર્વે બોલનારાઓએ મુક્ત

કે પ્રશંસા કરી હતી અને જણાવ્યું હતું કે મરહૂમ મીસ પૌરૂચિસ્તી જો કે શ્રીમંત કુટુંબમાં જન્મ્યાં હતાં, છતાં પોતાની જીંદગી મોજશોખમાં પસાર કરી ન હતી પણ સમાજની તથા પોતાના જીલ્લાની સેવા કરવામાં જ પોતાનો વખત તથા શક્તિ તથા નાણાં વાપર્યાં હતાં. જ્યારે સભામાં મીસ પૌરૂચિસ્તીના સદ્‌ગુણોનાં તથા મેળાભરી સ્વભાવનાં વખાણ થતાં હતાં, ત્યારે ઘણાં હાજર રહેલાં બાનુઓ તથા ગૃહસ્થોની આંખમાં આંસુઓ આવી ગયાં હતાં. જો કે મરહૂમ ૨૮ વર્ષની વયે આ ફાની દુનિયા છોડી ગયાં છે, પણ પોતાની પાછળ પોતાનાં નેક તથા ભલાં કામોનો પમગાટ મૂકતાં ગયાં છે.

ડૉ. ચંદુલાલ દેસાઈએ છેવટે ભાષણ કરતાં જણાવ્યું હતું કે હું મરહૂમ પૌરૂચિસ્તીના સમાગમમાં આવ્યો હતો અને એમનાં સારાં કામોથી મારા મગજ ઉપર પણ એમના વિષે ઘણી સારી છાપ પડી હતી. મને પોતાને તો કાંઈ બચ્ચાં છોકરાં નથી પણ મરહૂમ મને મારી પોતાની દીકરી હોય એમ લાગતું હતું. શરીરમાંથી લોહી નીકળતું હોય તો પણ આ આંખોમાં કોઈ દિવસ આસુ આવે નહીં, એવું આ કસાયલું શરીર છે, પણ અત્યારે મારી આંખોમાં પણ આંસુ આવે છે. નાની વયમાં ગુજરી ગયાં તે ઉપર લક્ષ આપવાનું નથી, પણ નાની વયમાં કેટલાં સુંદર તથા પ્રશંસાપાત્ર કામો કરી ગયાં તે જોવાનું છે. એમ તો વિવેકાનંદ પણ નાની ઉમ્મરમાં સુંદર કામો કરી સ્વર્ગવાસી થયા હતા. છેવટમાં ડૉ. ચંદુલાલ દેસાઈએ મરહૂમ મીસ પૌરૂચિસ્તીની ઓઈલ પેઈન્ટ તસવીર ખુલ્લી મૂકી હતી અને મરહૂમના બાપ તથા ભાઈબહેનને આશ્વાસન તથા દિલાસો આપ્યો હતો અને

જણાવ્યું હતું કે આવી દીકરીને આ દુનિયામાં જન્મ આપવા તેમણે શોક નહિ પણ ગર્વ લેવો ઘટે છે. ડૉ. ચંદુલાલ દેસાઈએ પોતાને પ્રમુખ તરીકે જે હાર આપવામાં આવ્યો હતો, તે મરહૂમની ઓઈલ પેઈન્ટ તસવીરને પહેરાવી દીધો હતો

[જામે જમશેદ]

## ૨૪

## પૌરૂચિસ્તી જીનવાલા

### લેખક અદી કે. મુનશી

પોતાના માતાજી તરફથી ભરૂચના પ્રખ્યાત વખારીયા, અને પિતાજી તરફથી પ્રખ્યાત જીનવાલા કુટુમ્બની મીસ પૌરૂચિસ્તી ફરદુનજી રતનજી જીનવાલા, બી એ ના ૨૮ વરસની અતિ જવાન વયે નીપજેલા મરણથી ભરૂચ શહેરે એક ઉચ કોટીના સમાજ-સેવક, ઉચ કેળવણી પામેલા સસ્કારી, ઉચ આદર્શ ધરાવનાર બાનુ અને પ્રથમ પંકિતના જેન્ટલવુમન ગુમાવ્યા છે ભરૂચ ખાતે ત્યાના કલેકટર મી. રમેશ દેસાઇના પ્રમુખપદે મળેલી સર્વે કોમના માણસોની સભામા આ જવાન બાનુને ભારે અંજલિ આપવામા આવી હતી, સભામા બોલનારાઓમા પારસીઓ કરતા બીન પારસીઓ વધુ હતા પોતાના માતપિતાની બે "સ્પ્લેનડીડ" બેટી

એમાંનાં પૌરૂચિસ્તી વડાં હતાં. હું એમને "પ્રીન્સેસ રોયલ" તરીકે મશ્કરીમાં ઓળખાવતો હતો. એવણ્ એક 'પ્રીન્સેસ રોયલ' જેવું જ જીવન ગુજારી ગયાં છે. ધ્રન્ટેલેક્ચ્યુઅલી અને મોરલી એવણ્ એક પ્રીન્સેસ હતાં અને સુંદર સમાજસેવા આટલી નાની વયમાં કરીને એવણ્ રોયલ જીવન ગુજારી ગયાં છે.

એમની સમાજસેવા સર્વ કોમો માટે હતી, ગરીબો માટે અને ગરીબ બાળકો માટે ખાસ હતી. આજના આ બીનપારસી બાળકોમાંના ઘણાઓ ભવિષ્યમાં માતાઓ યા પિતાઓ થશે. તેઓમાંના ઘણાઓ ભવિષ્યમાં મમાઈ યા બપાઇઓ યા મમવા યા બપાવા થશે. દાયકાઓ પછી આજના આ બીનપારસી બાળકો, પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાલાનું નામ દાયકાઓ પછી પણ યાદ રાખશે કે કેમ તે હું કહી શકતો નથી, પણ દાયકાઓ પછી પણ આજના આ બાળકોને ભવિષ્યનાં પરકોમી કુટુંબોના વડીલો એક ચીજ તો જરૂર જ યાદ રાખશે અને તે વખતોવખત જણાવતાં રહેશે કે તેઓ જ્યારે બાળકો હતા ત્યારે તેઓના અભણ કુટુંબમાં લાઇટ ઓફ નોલેજ અને તેઓના ગરીબ સંસારમાં સનશાઇન ઓફ હેપીનેસ લાવવાની કોશીશો એક પારસી બાઇએ, કે જે જવાન વયે મરણ પામી હતી તેણે કરી હતી. પારસી શબ્દ પર ખાસ ભાર હું આ માટે મૂકું છું: પારસી કોમને માટે પરકોમીઓ જે ઉંચો મત અને જે યાદ ધરાવે છે તેનું કારણ પૌરૂચિસ્તી જીનવાલા જેવાં વ્યક્તિઓ અને તેઓની તારીફલાયક પ્રવૃત્તિઓ છે.

[ મુંબઇ વર્તમાન ]

# ૨૫

## અશો યાદ

રચનારઃ ગુલબાનુ પેસ્તનશાહ જંબુસરવાલા

ભરૂચ શહેરની ઝળકતી, તુ બેટી પ્યારી,
અકાલે ખતમ થઇ છે, કીમતી જીંદગી તારી

જીનવાલા કુટુંબની મગરૂરી તે, પૌરૂચિસ્તી પ્યારી,
ઊંચનીચને સરખું સ્થાન આપી, વિદાય થનારી

માતાજીની કૂખને પુરેપુરી તે, શોભાવી બેટી પ્યારી,
સેવાનું ધ્યેય જીવનમા, તુ રાખનારી

થોડુ જીવીને ઘણી નામના મેળવનારી,
જગમા અમર નોંધાઇ છે, સઘળી સેવા તારી

પવિત્ર દિનો છે આ જગમા, અવશ્ય હાજરી તારી,
અશો યાદને અર્પણ કરૂ, થોડી લીટીઓ હુ વિધવાનારી

ખાકી જગમા મુજને, વિધવા કહીને પુકારી,
અમર જગમાં અમર સોહાગન, કહી કિરતારે સ્વીકારી

માત પિતા તુજના વેર્ડે, જુદાઇનો જખમ ભારી,
અણદીઠ રીતે હાજર થઇ, આપજે તેમને હિંમત સારી.

સમજાવજે જરૂરને, અમર જગની બલિહારી,
કે માત પિતાથી વિખૂટી નથી થઇ, બેટી પ્યારી.

તુજના હિમ્મતે પણ વેઠવાની,
આવી પાવિંદની જુદાઇ ભારી.
સહનશીલના ને હિંમત રાખવાથી,
કિનારે બોટ ભરી મારી.

ભરૂચ નગરી યાદ કરી રહી છે, સેવાઓ તારી,
કાંઈ કાંઈ રીતે તું પુરવાર થઇ, સેવા કરનારી.

બાળમ દિરની સ્થાપના કરીને, તેમાં રસ લેનારી,
તે સેવા કાજે ત્યા મુકાઈ, તસવીર ત્હારી
આત્મા અવસ્ય ખુશનુદ થયો
મ્હારો બેટી પ્યારી,
લોકપ્રિય ડૉક્ટર ચંદુલાલના હાથે,
ખુલ્લી મુકાઈ તસવીર ત્હારી.

હવે તેં જગમા સેવા આપી, વધારજે કીર્તિ ત્હારી,
એ જ અંતરની દુવાઓ છે, તુંને મ્હારી.
ગરોથ્માન બહેસ્ત ને મીનોઇની,
શાન્તિમા રહેજે બેટી પ્યારી,
પવિત્ર દિનોમા એજ અંતરની,
દુવાઓ કરે મ્હારી.

# ૨૬

## મરહૂમ મીસ પૌરૂચિસ્તી જીનવાલાનો ફોટો

### જે સ્કુલમાં તેવણ શીખ્યાં ત્યાં જ તે ખુલ્લો મૂકવાની ક્રિયા

ભરૂચના જાણીતા સોશિયલ વર્કર મરહૂમ મીસ પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાલા, બી એ નો ઓઈલ પેઇન્ટ ફોટો અત્રેની બાઈ મોટલાબાઇ વાડીયા પારસી ગર્લ્સ હાઇ સ્કુલમા મરહૂમની ચોથા મહિનાની બાજને દિવસે ભરૂચ પારસી પંચાયત તરફથી તા ૨૩–૯–૫૦ને રોજ ખુલ્લો મૂકવામા આવો હતો શરૂઆતમા જશનની પવિત્ર ક્રિયા થઈ હતી, તે વખતે અત્રેના હમદીન બાનુઓ તથા ગૃહસ્થો ઘણી મોટી સખ્યામા પધાર્યા હતા અને સ્કુલનો આખો સેન્ટ્રલ હોલ ચિકાર ભરાઈ ગયો હતો જશનની ક્રિયા પુરી થયા પછી સાજે બીજી કોમના બાનુઓ તથા ગૃહસ્થો તથા સરકારી અમલદારો આવ્યા હતા, કારણકે જીન્નતગુઝીન મીસ પૌરૂચિસ્તીએ ભાઇબધ કોમમા પણ ઘણી લોકપ્રિયતા મેળવી હતી અને દુકાળના વખતે પણ ગરીબ પ્રજાને તથા સરકારી અમલદારોને પણ દુકાળ

ટાળવાને લગતા કામમાં ઘણી મદદ આપી હતી. મીસ દોશી દસ્તુરે તથા મી. દીનશાજી વીમાદલાલે મરદૂમનું જીવનચરિત્ર તથા સદ્દગુણો દર્શાવતાં ખાસ બનાવેલાં શોકગીતો ગંભીર અવાજે ગાયાં હતાં. ખા. બ. નરીમાન દારાશાહ કેરાંવાલા, અત્રેના જાણીતા ધારાશાસ્ત્રી મી. મણિલાલ કૃપાગમ દેસાઈ, ખા. બ. સોરાબજી બમનશાહ જીનવાલા તથા વાડિયા સ્કૂલના શિક્ષક મી. મહેતાએ મરદૂમના સદ્દગુણોનો તથા સેવાભાવી જીવનનો અહેવાલ કહ્યો હતો. મરદૂમે બાળમંદિર સ્થાપવામાં, રીમાન્ડ હોમને મદદ કરવામાં તથા દુકાળ વખતે જે ગરીબોને મદદ કરી હતી તેની યાદ સર્વે તરફથી તાજી કરવામાં આવી હતી તે વખતે સભાનું વાતાવરણ ઘણું જ ગંભીર તથા ઉદાસ માલુમ પડતું હતું અને હાજર રહેલાં બાનુઓ સાથે કેટલાક ગૃહસ્થોની આંખોમાં પણ આંસુઓ તરી આવ્યાં હતાં. મરહૂમ જો કે તવંગર કુટુંબમાં જન્મેલાં હતાં છતાં ગરીબો તરફ એમને અતિશય લાગણી તથા દિલસોઝી હતી અને ૨૮ વર્ષની નાની વયમાં સર્વેનો પ્રેમ, માન તથા પૂજ્ય ભાવ મેળવી આ ફાની દુનિયા હંમેશને માટે તજી ગયાં છે. મરહૂમે અત્રેની વાડિયા સ્કૂલમાં જ કેળવણી લીધી હતી અને ટ્રસ્ટી સાહેબોએ એમનો ફોટો સ્કૂલમાં ખુલ્લો મૂકાવ્યો તે વિચાર સર્વેને ઘણો ગમ્યો કારણ કે બીજી છોકરીઓ પણ મરહૂમ મીસ પૌરચિસ્તીનો દાખલો લઈ મરહૂમના સદ્દગુણોની નકલ કરી, મરહૂમના જેવું સેવાભાવી જીવન પસાર કરતાં શીખે અને કોમ તથા દેશની સેવા કરે, એમ સર્વેએ ઈચ્છયું. છેવટે મરહૂમ મીસ પૌરચિસ્તીનો ફોટો અત્રેના કલેકટર મી. રમેશ દેસાઇએ મરહૂમના સદ્દગુણોના વખાણ કરી

ખુલ્લો મૂકયો અને તેને માન તથા પૂજ્ય ભાવથી હાર અર્પણ કર્યો.

[ જામે જમશેદ ]

## ૨૭

## સ્વ. કુમારી બહેન પૌરૂચિસ્તી ફ. જીનવાલાને શ્રાદ્ધાંજલિ

### લેખિકા મધુલતા ગુણવંતરાય ભટ્ટ

ભરૂચ શહેરના ગર્લ સ્કાઉટ કમિશ્નર તરીકે મુબઈરાજ્યની હિન્દુસ્થાન સ્કાઉટ સસ્થાનુ સન્માન પામેલા કુ શ્રી પૌરૂચિસ્તી બહેનના ભરયુવાન વયે થયેલા અકાળ, અતિ દુ ખદ અને કારમા અવસાનની નોધ લેતા હાથ કમ્પે છે તેઓશ્રીએ ધનવાન, દાન વીર, સૌજન્યપૂર્ણ, ધર્મપરાયણ તથા ખાનદાન અને સસ્કારી કુટુમ્બમા જન્મ લેવા છતા, ગ્રેજ્યુએટ થયા બાદ સમાજસેવામા પોતાને કુશળ અને લાયક બનાવવા, જાતમહેનત અને ખ તથી સમાજશાસ્ત્ર અને સેવાનો પણ અભ્યાસ કર્યો હતો ગરીબ અને અનાથ બાળકોના તેઓ ખાસ બેલી હતા તેમને માત્ર કપડા,

ખોરાક, દૂધ વગેરે પૂરું પાડવા જ નહિ, પણ તેમને સ્વચ્છ, નુઘડ અને સુશિક્ષિત બનાવવા પણ જોઈતા પ્રયત્નો કરતાં હતા ખિમેન્ટ સ્કાઉટ ગ્રુપની ગર્લ સ્કાઉટ કેપ્ટનતરીકે કામ કરતી બહેનો જે હરિજન તથા બીજા બાળકોની તથા સ્ત્રી મંડળની બહેનોની સ્કાઉટ સેનાઓ ચલાવતી તેમાં તેઓ તન, મન અને ધનની સક્રિય સહાય આપતાં. બપોરના ઘેર પણ બાળકોનો ઉદ્યોગવર્ગ ચલાવતાં. સેવાની કુશળતા અને ધગશ ઉપરાંત, તેમનો હંમેશનો હસતો ચહેરો, આનંદી તથા હમદર્દી સ્વભાવ સોનામાં સુગંધ સમાન હતો વળી સંગીત, નૃત્ય અને નાટ્યકળામાં પણ તેઓશ્રી અગ્રપદે ભાગ લેતાં તેમ જ કલાકાર તરીકે માર્ગદર્શન અને તાલીમ પણ આપતા. સ્ત્રીજગતની સેવાના ક્ષેત્રમાં તો સાગવે હિન્દમાં તેમનું નામ અને સ્થાન કિંમતી હતું. જાણે થોડા સમય માટે સ્વર્ગમાંની કોઈ દેવકન્યા આ અવનિને ઉજ્જ્વળ કરવા ન આવી હોય એ રીતનું ઉમદા અને સેવાપરાયણ, સાચું, સુખી અને આનંદી જીવન જીવીને આપણને સૌને જીવનકલાનો બોધપાઠ આપી ગયા હોય એમ બહેન પૌરૂચિસ્તી સ્વર્ગે ચાલ્યા ગયા! પ્રભો! એમના સેવાપરાયણ અમર આત્માને, સ્વર્ગમાં પરમ, શાશ્વત શાંતિ અને મહાન લાભ અર્પો એવી પ્રાર્થના સહની શ્રાદ્ધાંજલિ અર્પવામાં અલ્પ કૃતાર્થતા અનુભવતી—

[ બાલવીર ]

# ૨૮

## …મરહૂમ બહેન પૌરૂચિસ્તીને અંજલી

### અર્પનાર: દીનશાહ વીમાદલાલ

(તા. ૨૧મી મે ૧૯૫૧ના દિવસે મરહૂમ બહેન પૌરૂચિસ્તીને અવસાન પામવાને એક વર્ષ પૂરૂં થયું. તે અવસરે ભાઇશ્રી દીનશાહ વીમાદલાલે એમને નીચે દર્શાવેલી અંજલી અર્પી હતી.)

ઓ! સ્વર્ગની પરી,

સ્વર્ગની પરી, તું સ્વર્ગે નીસરી
ઓ! સ્વર્ગની પરી.

દઈ અન્નદાન, વસ્ત્રદાન,
જ્ઞાનદાન, સેવાદાન

ઓ દાનની દાનેશ્વરી
તેં દાન દીધું સર્વસ્વ દાન.

અરે ઓ નાદાન, તું તે શું જાણે? ,

એ તો સ્વર્ગની પરી તે તો સ્વર્ગે નીસરી...
ઓ સ્વર્ગની પરી.

સુમન, સુવચન, સુકર્મ કરી,
ભલી ભાવના ધરી,
આત્મબળના અજવાળે,
દીનનાં દુ ખો હરી.

ગઈ કાં ઉતાવળે?
અમ સર્વેને ભૂલી...
ઓ સ્વર્ગની પરી..

ધન્ય ધન્ય ધન્ય હો
ધન્ય કીધી જાતને
ધન્ય ધન્ય ધન્ય હો
ધન્ય પિતૃ-માતને
ધન્ય ધન્ય ધન્ય હો
ધન્ય ભૃગુ માતને

યાદ કરીએ આજ સૌ
અંજલી ધરી
સ્વર્ગની પરી

[ભરૂચ સમાચાર]

# 29

# Miss P. F. Ginwalla: An Excellent Organiser

By: **Dr. J M. Kumarappa**

*Director. Tata Institute of Social Sciences, Bombay*

On behalf of the Faculty, the Staff and Students of the Tata Institute of Social Sciences, Bombay, I wish to pay our tribute to the memory of Miss Paooruchisti Fardoonji Ginwalla who joined the Institute as one of its earliest students The Institute heard with deep sorrow of her sad and untimely death at a young age of 28 years

Miss Paooruchisti, shy, unassuming and extremely sincere, was with us not only to prepare for a vocation, but to serve the country and its poor people whom she loved so much. Outwardly her shy habits and mild temperament gave her the appearance of a passive young person, brought up in the luxury of a rich family. But during her

studies and her work, she showed a remarkable enthusiasm, energy and above all, perseverance, which made her study every subject with keenness and love for knowledge.

Miss Paooruchisti was primarily interested in "others" and she possessed that unique basic qualification for "service", because her 'self' was not evident in anything she did or wanted to do. Gentle, kind and playful, she easily became the object of respect and affection at the play-centres and the nursery schools. She was devoted to the Nursery School idea, because she not only loved children but felt that happiness and right training was their first need if they were to be useful and creative citizens in the future. Therefore, she laboured for them, irrespective of their class, caste and creed, and her most valuable work was that among the children of the aborigines.

She was ever willing and ready to work for any cause which appealed to her sensitive nature or her refined imagination. An excellent organiser, her co-operation was a contribution to the success of anything for which she worked.

Though meek, humble and shy, she possessed that dignity of personality and ability for self-assertion which marked her out as a person born for right leadership, where the ideal was funda-

mental and had to be served with unswerving loyalty. Her quiet self-confidence and hard work compelled obedience on the part of those who appeared to be stronger and better.

She was a member of the smallest class the Institute ever had. It was a small group of idealists who have all made a mark in life, achieved great results because of team work and unity of purpose and spirit. Miss Paooruchisti was one of the main architects of that worthy and fine purposiveness of the group to which she belonged. Faiendly, genial and humorous, she was a good and true sister to everyone in the class. Her idealism was contagious and the team prepared itself wholeheartedly to serve their country.

The death of Miss Paooruchisti is a great loss to the world of social service. She leaves behind a chapter in the history of the Institute, and she will be remembered for long by those who had the good fortune to teach her, to work with her, and share the light of spirit which shall always shine, though she is no more with us.

May the work she has left behind be continued and may it remain long to perpetuate the spirit of service which permeated her personality and her entire being.

## ૩૦

# મોત ઉપર વાએજ

લેખક - "અદના" *

અશો માણસના મરણ પછી ચેહારૂમની બામદાદે તેનું રવાન પેલી દુનિયામા જાય છે ત્યારે બહમન અમશાસ્પંદ તેને કહે છે કે.—

"કઘ નો ઈઘ અપાઉમ અગતો ઈથ્યેજંઘહનત,
હચ અ ઘહઑત અઈથ્યેજંઘહેમ અદ્મ આ

વંદીદાદ પરગરદ, ૧૯, ૬, ૧૧

અર્થ:—"ઓ અશો! નાશવંતી દુનિયાતરફથી આ વગર નાશની દુનિયા તરફ અમારી આગળ કયા આવ્યુ?"

'એઓગમદેચા" નામના એક પહેલવી પાજંદ પુસ્તકમાં આ દુનિયામાં જન્મ લેનાર માણસ બોલે છે.

"રમેમ ઓ ગેથી પદીરેમ અનાઇ ખુરસન્દેહેમ પ મર્ગી"

અર્થ:—"હું આ દુનિયામા આવું છું તો તેની હલાણી કબૂલ કરૂં છું અને મોતને હરણુ વરા સુધી છું."

* "અદના"ના તખલ્લુસ હોઠળ લખનાર એક બાનુંના અવસ્તા પહેલ્વીના સ્કૉલર દસ્તુરજાદા છે —પ્રકાશક.

ઉપલાં પાજંદ પુસ્તક પ્રમાણે દાદાર હોરમજદ અશો જરથોસ્તને કહે છે. માણસ મોતને પાત્ર છે. મોતને લાયકના માનવીઓની ઘાત નીપજાવવાને મોતનો દેવ પેદા થયો છે. આ દુનિયામાં દરેક માણસ મોતના દેવની સામે થવાને અશકત થઇ પડે છે. ઉપરથી હુકમ મળતાં જ તે છુપી રીતે અહીં આવે છે. તેના પંજામાથી કોઈપણ છટકી શકતુ નથી અત્યાર સુધીમાં કોઇપણ તેના હાથમાથી બચી શકયું નથી અને રેસ્તાખેજ સુધી કોઇ પણ માણસ મોતથી પોતાનો છુટકારો મેળવી શકતું નથી. નહિ દીનના સરદારો, નહિ સારા પાદશાહો, નહિ દુનિયાને ફાયદો કરનારા, નહિ દુનિયાને નુકસાન કરનારા, મોતના હાથમાથી છુટકારો મેળવી શકયા. નહિ એર્વદો, નહિ શાહનશાહો, નહિ આકાશ તરફ ઉચે ઉડનારાઓ કે જમીનની નીચે રહેનારાઓ તેનાથી છુટકારો મેળવી શકયા. પુષ્કળ પાદશાહી દોર અને દમામવાળા કયાની શહેનશાહ કયકાઉશની માફક આકાશ ઉપર ઉડનારાઓ તેમ જ જમીનની નીચે સો થાભલાનો મહેલ બાધનાર તુરાની પાદશાહ અફ્રાસ્યાબ જેવા જાદૂઇના હુન્નરમા પ્રવીણ પાદશાહો પણ મોતથી છટકી શકયા નથી.

માણસ ચાહે તો પોતાના માર્ગમા આડે આવતી ઉડી, ગંજાવર, જોશબધ નદીને ઓળગી શકે છે તે ચાહે તો માર્ગમા આડે પડેલા ગજાવર અઝદાહો જેઓ મુસાફરોનો માર્ગ બધ કરી બેઠા હોય છે, તેઓનો નાશ કરી આગળ વધે છે. તે ચાહે રીછ જેવા નુકસાનકારક પ્રાણીઓનો નાશ કરી શકે છે. તે ચાહે તો રસ્તો ઘેરી બેઠેલા લૂટારાઓ અને ખૂનીઓની સામે થઈ તેઓને મારીને પોતાનો રસ્તો લે છે તે ચાહે તો એક મોટુ

લશ્કર જે તેનો રસ્તો અટકાવી બેઠું છે તેમાંથી હિંમતથી પોતાનો રસ્તો કરી શકે છે માણસ ચાહે તો આ બધાં સંકટો અને મુશ્કેલીને દૂર કરી શકે છે પણ મોતને તે અટકાવી શકતો નથી. મોત કોઇને પણ છોડતું નથી આ દુનિયામા સઘળી વસ્તુ ઓના ઉપાયો હોય છે પણ મોતથી છુટકારો મેળવવાનો એક પણ ઉપાય માણસ પાસે નથી.

જે કોઈની આગળ મોતનો દેવ જાય છે તે છુપી રીતે અને દગબાજીથી જાય છે. બક્ષેશ કે મહેરબાની તે કોઇની મેળવતો નથી નેકી તે કરતો નથી. અને નિર્દયપણે માણસનો નાશ તે કરે છે આ ખાકી દુનિયામાંથી માણસને આગળ નહિ ગયલા એવા રસ્તા ઉપર જવું પડશે અને પોતાની કરણીનો હિસાબ આપવો પડશે. ગાયઢોર, ઘોડાગાડી, સોનું, રૂપું એ સર્વ ખાક થઇ જશે સઘળા માણસોનાં શરીર ખાક થઇ જશે. પણ માત્ર જે અમર રહેશે તે માણસની અશોઈ અને નેકી.

મોતની સામે બચવાનો ઉપાય ધરાવનાર આ દુનિયામા પહેલવહેલો બળવંત પાદશાહ ગયોમર્દ હતો જેણે ત્રણ હજાર વરસ સુધી મોત અને બુઢાપાથી, ભૂખ અને તરસથી દુનિયાને બચાવી હતી, તેની ઉપર પણ આખરે મોત આવી પહોચ્યું અને તે મોતની સામે લડવાને શક્તિવાન થયો નહિ

પેશદાદ વંશનો પાદશાહ હોશંગ જેણે દેવોની તમામ પેદાયશના બે તૃતીયાશ ભાગનો નાશ કીધો હતો, તેની ઉપર પણ આખરે મોત આવી પહોચ્યું અને તેની સામે આ બળવંત પાદશાહ લડવાને શકિતમાન થયો નહિ

પાદશાહ તેહમુરસ જેણે દેવોના દેવ અંગ્રમઇન્યુને પોતાનું ભારબરદારી જાનવર બનાવી તેની પીઠ ઉપર તેણે સ્વારી કીધી હતી, અને તે બુરા અંગ્રમઈન્યુ પાસેથી સાત પ્રકારની વિદ્યા મેળવી હતી, તે પણ મોતની સામે થઈ શકયો નહિ.

પાદશાહ જમશેદ જેવો નુરમંદ અને ખોરેહમંદ હતો. તે નેક ટોળાવાળો હતો. તેણે ૬૦૦ વરસ, ૬ મહિના અને ૧૩ દિવસ સુધી દુનિયાને મોત અને બુઢાપાથી મોકળી રાખી હતી તથા હોરમજદની પેદાયશમાંથી દરેક પ્રકારની ખરાબી અને ગુનાહોને દૂર રાખ્યા હતા, તે પણ આખરે મોતને શરણ થયો હતો.

ઝોહાક જેવો બુરો અને બળવંત પાદશાહ જેણે હજાર વરસમા અરધા દિવસ જેટલી ઓછી મુદ્દત સુધી દુનિયાને પોતાની દુષ્ટ સત્તા નીચે રાખી હતી, દુનિયામા જાદુ, તથા ગુનાહો ફેલાવ્યા હતા તેની ઉપર પણ આખરે મોત આવી પહોંચ્યુ અને તે મોતની સામે લડી શકયો નહિ.

પાદશાહ ફરેદુન કે જેણે ગુનાહથી ભરપૂર એવા બુરા ઝોહાક-ને મારીને બાંધ્યો હતો, માજનદરાનના દેવોને બાધ્યા હતા, દુનિયાના લોકોને દુ ખ દરદથી બચવા માટેની એજમતી નીરંગો શીખવી હતી, તેની ઉપર પણ જ્યારે મોત આવ્યુ ત્યારે તેની સામે તે થઈ શકયો નહિ.

માટે હોરમજદ કહે છે કે આ દુનિયામા જન્મ લેનારા માણસોએ ડહાપણથી બેહસ્તનો બદલો પામી શકાય એવાં કામો કરવા જોઇએ, જેથી આ દુનિયા છોડી ગયા પછી બહેસ્તનો

હમબેહેરા તે મેળવી શકે અને ગરોથમાન તેનું મકાન થાય. એ અશો જરથોસ્ત ! જે કોઈ અશોઇ કરતો રહેશે તે આ દુનિયામાં નામદારી ભરેલા શરીરવાળો અને પેલી જેહાનમાં પોતાના રવાન માટે સારી પનાહ પામનારો થશે. આવા દીનદારનું રવાન તથા શરીર દાદાર હોરમજદને ખુશાલ કરે છે અને આહરેમનને રીબાવે છે.

'અઓગેમદએચા' નામના પુસ્તકનો ટૂંકસાર.

"એક ભલાં માણસનું કીર્તિવંત મોત ખરેખર મોત નથી પણ નવો જન્મ છે."

"એક લાંબી જીંદગી કરતાં એક ટૂંકી પણ નેક અને ભલી જીંદગી સારી."



## ૩૧

# સંદેશા અને ઠરાવોમાંથી અગત્યનાં અવતરણો

### 1

When I used to see her do so much splendid work, I used to visualise in her a marvellous future social worker; and I am proud to learn that mine did not remain a mere dream.

The keynote of Paooruchisti's life was love and perhaps to give an interpretation to that noble virtue that she was born.

**(Miss) Alan D. Cooper**
M A T D
Principal of the Motlabai Wadia Girls' High School, Broach

### 2

Miss Paooruchisti inherited the back-ground of humility, courtesy, modesty and service of mankind from her good and pious parents. This

cultural foundation having gone to her, as her *birth-right, she did not find it difficult to develop* these great virtues, which alone can make human life sublime!!!

By nature retiring but not reserved, modest without being shy, cultural without being egoistic for the same: while she never stooped she only served to conquer. One strong point I found in her character was, that like poet Shakespear's *famous character Portia, while she commanded, she looked* to obey, and thereby she earned stronger regard and respect of people around her.

*M. K. Desai*
B A., LL. B., Adv

## 3

*This meeting of Standing Committee of* A. I. W. C. deeply regrets the sad and untimely demise of Miss Paooruchisti Ginwalla of Broach. She was an active worker of Broach and an Ex-Branch Representative of Gujarat. Though born in a very rich family she always loved to work for the betterment of the poor and devoted the whole of her life to social work. Gujarat has suffered an irreparable loss by her death. We put on record our appreciation of the good work done by the late Miss

Ginwalla and offer our most heartfelt condolences to her family and wish and pray that God may give them enough strength to bear the shock.

**All India Women's Conference**

૪

ગુજરાતના યુવાન અને ઉત્સાહી કાર્યકર શ્રી. પૌરૂચિસ્તી જીનવાલાના અકાળ અવસાનની અ. હિ. મ. પ.ની ગુજરાત પ્રાંતિય પરિષદ સખેદ નોંધ લે છે. એમના અવસાનથી આખા ગુજરાતને અને ખાસ કરીને ભરૂચને એક સેવાભાવી કાર્યકરની નહિ પૂરાય તેવી ખોટ પડી છે.

લી. **જયશ્રી રાયજીના વંદન.**
પ્રમુખ, અ. હિ. મ. પ્રા. પ.

૫

મો. વા. પા. ગર્લ્સ હાઈસ્કુલનું વિદ્યાર્થીની મંડળ બહેન પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાલાના અકાળ અને દુખદ અવસાનની નોંધ લે છે. તે બહેને આ શાળામા અભ્યાસ કરી ઉચ્ચતર કેળવણી લઇ, સમાજસેવામા પોતાનું સર્વસ્વ સમર્પણ કરી, દેહનું બલિદાન આપી પોતાના આત્માનો વિકાસ સાધ્યો છે.

**મીસીસ આર. સથા**
મોટલાબાઇ વાડીઆ પારસી ગર્લ્સ હાઇસ્કુલ
વિદ્યાર્થીની મંડળ, ભરૂચ.

એમના વદન પર અભિમાનનો છાંટો કે તુમાખીભર્યું વર્તન અમે જોયુ નથી મોટાની સાથે મોટા, નાના બાળકોની સાથે નાના, એમ રમનિયાળ ખુશમિજાજી વર્તન એમણે સદાય રાખ્યુ છે એ યાદ કરતા અમારા દિલ દ્રવે છે

વળી તેઓએ કેવળ મોના મીઠા શબ્દો બોલી ખાલી આશ્વાસન આપ્યુ નથી, પણ સક્રિય ફાળો આપી અમને ઉપકૃત કર્યાં છે

એમની સેવાભાવી દ્રષ્ટિ અમારી આઈ પી મિશન બ્લેર મેમોરિયલ સ્કૂલ પર પડી, જ્યા આગળ ઘણા ગરીબ બાળકો અભ્યાસ કરે છે તેઓને મેના, વસ્ત્ર વગરના અને ભૂખ્યા જોઇ તેમનુ હૃદય હાથ રહ્યું નહિ, જેથી આઈ પી મિશન બ્લેર મેમોરિયલ સ્કૂલના બાળકો માટે તૈયાર કપડા, સાબુ અને ટુવાલ આપ્યા, એ માટે કે બાળકો સ્વચ્છ અને સુઘડ દેખાય આ ઉપરાંત જે ધોમીખર્ચ થતો તે પણ અમને ઉદાર દિલે આજ સુધી આપ્યો છે તેમ જ ભૂખ્યા બાળકો માટેની લાગણી પણ અમે જોઇ શક્યા છીએ અત્યારે અમને એમની ભારે ખોટ પડી છે એ યાદ કરતા નિશાળના બાળકોની સાથે સાથે અમારા દિલ પણ રડે છે

લિ

**John M Lylo**

પ્રમુખ

આઈ પી મિશન બ્લેર સ્કૂલની કેળવણી સમિતિ

૭

ભલી દીકરી પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાલાના અકાળ અને ખેદજનક અવસાનની નોંધ લે છે, અને તે માટે અત્યંત શોક અને દિલગીરી સર્વે મેમ્બરો તરફથી દર્શાવે છે અને મરહૂમના રૂહને બહેસ્ત અને અમર શાન્તિ ચાહે છે.

**શીરીનબાઇ અ. કન્ટ્રાકટર**
પ્રેસીડન્ટ, ધી ભરૂચ ઝોરાસ્ટ્રીઅન લેડીઝ
એસોસીએશન, ભરૂચ.

૮

ગૂજરાત શાખાના એક વખતના મંત્રી અને ભરૂચ શાખાના ઉત્સાહી કાર્યકર્તા શ્રી. પૌરૂચિસ્તી જીનવાલાના અકાળ અવસાન માટે આ સભા ઉંડા શોકની લાગણી અનુભવે છે અને એમના અવસાનથી માત્ર ભરૂચને જ નહીં પણ આખા ગૂજરાતને એક સેવાભાવી અને ઉત્સાહી કાર્યકર્તાની ખોટ પડી છે એમ માને છે.

લિ.
**જ્યોત્સ્ના શુકલ**
પ્રમુખ, મ. પ., ગૂજરાત શાખા.

૯

I am sorry to learn of the death of your daughter Miss P. Ginwalla. I take this earliest opportunity to express my heartfelt condolences to you and her other relatives grieved by her death

Yours sincerely,
**L. S. Kudchedkar.**
Registrar, Tata Institute of Social Sciences

૧૦

મરહૂમ આપણા સહેરના તેમ જ જીલ્લાના સામાજીક કાર્યકર્તા હતાં. તેઓએ શહેરની તેમ જ જીલ્લાની જુદી જુદી સામાજીક સંસ્થામાં તથા છેલ્લા દુકાળના વખતમાં જીલ્લાના દુષ્કાળ વિસ્તારની પ્રજાની ભારે સેવા કરી છે. તે ઘણી પ્રશંસનીય છે. ૨૮ વર્ષની નાની ઉંમરમાં આવાં સુંદર સામાજીક કાર્યો કરી શહેરની તથા જીલ્લાની સેવા બજાવી છે, તેની આ બોર્ડ નોંધ લે છે.

ધી વખારીઆ પારસી જીમખાના

૧૧

કુ. બહેન પૌરૂચિસ્તી જેઓ હમારા ભરૂચ ડીસ્ટ્રીક્ટ એસોસીએશનના વાઇસ પ્રેસીડેન્ટ હતાં તથા ભરૂચ શહેરનાં જેઓ ગર્લ સ્કાઉટ કમીશ્નર હતાં, તેમના અકાળ અવસાનની દુઃખદ નોંધ લેતાં હમારી ભરૂચ જીલ્લા હિંદુસ્તાન સ્કાઉટ એસોસીએશનને ઘણું જ દુ:ખ અને સખ્ત આઘાત થાય છે. એમણે હમારા એસોસીએશનની સ્કાઉટ પ્રવૃત્તિઓને સીધી તેમ જ આડકતરી રીતે તન, મન અને ધનથી અનેક જાતની સેવાઓ આપી છે અને એમની પાસેથી હમો મોટી આશાઓ રાખતા હતા, પરંતુ એમના દેહલોક પામવાથી હમારા કાર્યોને બહુ સખત ફટકો પડયો છે.

આપનો ઋણી,
વૈકુંઠલાલ સી. દેશાઇ
સેક્રેટરી,
ભરૂચ ડી. સો. હી. સ્કા. એસોસીએશન.

૧૨

મરહૂમા પૌરૂચિસ્તી જીનવાલાના દુઃખદ તેમ અકાળ અવસાન બદલ શોક દર્શાવવા તેમ જ તેમની રૂહને શાંતિ અર્પણ કરવા, શકરકુઈ ઉર્દુ કન્યાશાળામા તા ૧૧–૬–૫૦ ના રોજ ચાર વાગે વહોરવાડ, સૈયદવાડ, ખાટકીવાડ, ડભોયાવાડ શકરકુઈ, મજેકવાડ, નાગોરીવાડ, ડુંગરી વિ અન્ય લત્તાઓના મુસ્લીમ શખ્શોની મીટીંગ રાખવામા આવી હતી, તેમા નીચેનો ઠરાવ પાસ થયો હતો –

"આ સભા ભરૂચના એક નામાંકિત અને ઉત્સાહી સ્ત્રી કાર્યકર મીસ પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાલાના અકાળ અવસાનની સખેદ નોંધ લે છે, અને મર્હૂમની મુસ્લીમ કોમની સેવાઓ અને ખાસ કરી મુસ્લીમ બાળાઓ તરફની દિલસોજી અને સેવાઓની કદર કરે છે અને તેમની ખોટ પૂરી નહિ શકાય એમ ગણે છે '

**ભરૂચના મુસ્લીમોની સભા**

૧૩

Government desire me to convey their condolences to you and to your family, on the sad occasion of the death of Shri Paooruchisti Ginwala, who did such splendid work during the last famine

**R M Desai**

૧૪

ભરૂચ મ્યુનિસીપલ સ્કૂલ બોર્ડના માજી સભ્ય શ્રીમતી પૌરૂચિસ્તીબહેન એક જીનવાલાના અકાળઅવસાનની આ બોર્ડ સખેદ નોંધ લે છે

મર્હૂમ, મિલનસાર અને દયાળુ સ્વભાવના હતા અને જાહેર હિતના કાર્યોમા તથા જાહેર સસ્થામા ઊંડો રસ લઇ કાર્ય કરતા હતા તેમના જવાથી અનેક સસ્થાઓને મોટી ખોટ પડી છે

મ્યુ. સ્કુલ બોર્ડ ભરૂચ

૧૫

મરહૂમે પોતાના ટૂકા જીવનકાળ દરમ્યાન શહેરની અને જિલ્લાની પ્રજાની સારી સેવા બજાવવાની ધગશ બતાવેલી છે અને શહેરના જીવનની અનેકવિધ પ્રવૃત્તિઓમા ઉત્સાહભર્યો ભાગ લીધો છે ખાસ કેળવણી મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડ, સ્ત્રીઓના પ્રશ્નો અને દુષ્કાળ રાહત વિગેરે પ્રવૃત્તિઓમા એમણે સુદર ફાળો નોંધાવ્યો છે

ભરૂચ બરો મ્યુનિસિપાલિટી

૧૬

*Her life was a lightning flash in this dark world I associate myself with the sentiments of my Board and pray for the peace of the departed soul*

**Motilal H Vin**

અખિલ હિંદ મહિલા પરિષદ ભરૂચ શાખાના આશ્રય હેઠળ મળેલી શહેરીઓની આ સભા શ્રી. પૌરૂચિસ્તીબહેન જીનવાલાના તા. ૨૧–૫–૫૦ ને રોજ થયેલા દુઃખદ અવસાન બદલ શોક પ્રદર્શિત કરેછે. આ સંસ્થામાં મંત્રીપદે રહી એક આદર્શ બાળમંદિરની સ્થાપના કરી તેમ જ ગુજરાતના શાખાપ્રતિનિધિ તરીકે ગુજરાતમાં મહિલા પરિષદની નવી શાખાઓ કાઢવામાં આગળ પડતો ભાગ લઇ સ્ત્રીઓ અને બાળકોની ઉન્નતિમાં જે રસ લીધો છે તેથી આજે ગુજરાતભરની સ્ત્રીઓ અને બાળકોને તેમની ખોટ સાલશે. વળી ૧૯૪૮ના ભરૂચ જીલ્લામાં પડેલા ભયંકર દુષ્કાળ વખતે ગામડે ગામડે ઘૂમી નિરાધાર લોકોને આશ્વાસન આપી દૂધ, કપડાં અને દવાઓ વહેંચવામાં જે મદદ કરી છે તે સેવા ભૂલાય તેમ નથી. આ ઉપરાંત શહેરની નાની મોટી દરેક સંસ્થાઓમા રહી તન, મન અને ધનથી જે નિસ્વાર્થ મદદ કરી છે તે માટે ભરૂચ અને જીલ્લાના શહેરીઓ તેમના હમેશના ઋણી રહેશે. તેમના અકાળ મૃત્યુથી આ શહેરે એક સેવાભાવી સ્ત્રીકાર્યકર ગુમાવ્યા છે અને આજે તેમની ખોટ પૂરાય તેમ નથી.

**ભરૂચના શહેરીઓની સભા**

૧૮

એમના કાર્યની બરાબરી કોઇથી કરી શકાશે નહિ. કુમારી જીનવાલાએ આ શાખાની સ્થાપના અને પ્રગતિ માટે તેમ જ શહેરની જાહેર સંસ્થાઓના કાર્યમાં જે નિ.સ્વાર્થી

સેવાઓ અર્પી છે તે જોતા એમની ખોટ જનતાને હમેશ માટે જણાશે

અ. હિં. સામાજિક કાર્ય પરિષદ–ભરૂચ

૧૯

She was one of the most active members of the Managing Committee and as such she rendered yeoman's services to the Association and had also financially helped the Association from time to time. She also worked as a Juvenile Court Magistrate and showed very keen interest for the welfare of the boys and girls of the Remand Home

The members of the Managing Committee deeply mourn the loss of Miss P. F. Ginwalla

*Dist. Probation and After-Care Assn Broach*

૨૦

પહેલી ગુજરાત પારસી પરિષદને સફળ કરવામા એ ભલા બહેને અમને આપેલા સગીન સહકારની અમને આ પ્રસગે સ્વાભાવિક રીતે યાદ થાય છે.

એ ભલા બહેને શ્રીમતાઈનુ લગારે ગુમાન રાખ્યા વિના, સૌ સમાજના નિર્ધન, અજ્ઞાન અને બિમારના હિતમા સેવાકામ કરવામા જીવનની એક મોટી મોજ માની અને નાની વયમા આ પૃથ્વી ઉપર જ પોતા માટે સ્વર્ગ રચ્યુ હતુ. એમના અકાળ અવસાનથી ગુજરાતના સમાજસેવાના ભવિષ્ય માટે બહુ સારી આશા આપનારી એક સાફદિલ અને નિષ્ઠાવાન સમાજસેવિકાની ખોટ પડી છે, એમા શક નથી

ગુજરાત પારસી પરિષદ

૨૧

આજની બોર્ડ ઓફ ટ્રસ્ટીની સભા, આપણા શહેરના જાણીતા સોશિયલ વર્કર મીસ પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાલાના અકાળ તથા ખેદજનક અવસાન બદલ અત્યંત ખેદ જાહેર કરે છે. બહેસ્તનશીન મીસ પૌરૂચિસ્તી ફરદુનજી જીનવાલાએ, પોતાની ૨૮ વર્ષની નાની ઉમ્મરમા, આપણા શહેરની તથા જીલ્લાની જુદી જુદી સામાજીક સંસ્થાઓમા તથા દુકાળના વખતમા અમૂલ્ય સેવા કરી છે, તે પ્રસંશાપાત્ર છે અને તે માટે એમને ખરેખર ધન્યવાદ ઘટે છે એમની યાદગારી કાયમ રાખવા મરહુમનો એક ફોટો મોટાભાઈ વાડીઆ પારસી ગર્લ્સ હાઇસ્કુલમા જશન કરી મૂકવા આજની બોર્ડ ઠરાવ કરે છે પાક પરવરદેગાર એમના આત્માને મિનોઇ જહાનમા અમર શાંતિ બક્ષો

**પારસી પંચાયત-ભરૂચ**

૨૨

The Members of the Broach Rotary Club at their Meeting held to-day the 25th May 1950 record with deep sorrow the sad and untimely demise of Shrimati Paooruchisti Ginwalla who was taking keen interest and assisting our club in running the "Bhil Colony" at Nanoomiya Dargah, Broach.

**Broach Rotary Club**

૨૩

*The Members of the Broach Gymkhana Club* at their Meeting held today the 24th May 1950 record with deep sorrow the sad and untimely *demise of Shrimati Paooruchisti Ginwalla* and express their deep sympathy on the sad bereavement of her parents and the members of her family.

**Broach Gymkhana Club**

૨૪

અમો ભરૂચ આત્મવિદ્યા લૉજના સભ્યો બહેન પૌરૂચિસ્તીના તા. ૨૧–૫–૫૦ ના રોજ થયેલા દુઃખદ અવસાનની ઘણી જ દિલગીરી સાથે નોંધ લઈએ છીએ.

બહેન પૌરૂચિસ્તીના જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. એ બહેન નાની ઉમરમાં આત્મજ્ઞાનમાં તેમ જ સમાજ સેવામાં ઘણાં જ પ્રવીણ હતાં અને એમના ઉત્સાહી અને ઉમંગી સ્વભાવથી ગરીબ તેમ જ ભરૂચ જીલ્લાની તમામ કોમનો પ્રેમ સંપાદન કર્યો હતો.

**આત્મવિદ્યા લૉજ–ભરૂચ**

૨૫

I have seldom felt so deeply sad as I did this morning at the funeral of your lovely child. And

I write these few lines to you and your family that you may know that your loss is shared by others and that your sorrow is shared too.

Your daughter was a gentle girl. The peaceful look on her face was perhaps the saddest thing I have seen. It is my prayer that she will now find the greater peace which was denied to her during her painful illness.

D. F. Karaka.

